ધર્મ

સત્યમેવ જયતિ

ધીરજ

ગણી ગુણાવલી ચરિત્ર સચિત્ર ૦

રાણી વીરમતી ચરિત્ર સચિત્ર ૦

ૐ

મર્હુમ મુનિમહારાજ

શ્રીમોહનવિજયજી વિરચિત.

# ચંદરાજાનું ચરિત્ર.

સચિત્ર.

પ્રકાશક મેઘજી હીરજી
બુકસેલર પાયધુની–મુંબઈ

કિંમત રૂા ૨-૮-૦

આશા

ધર્મે જય પાપે ક્ષય

શાન્તિ

ભાવનગર—
ધી આનંદ પ્રીન્ટીંગ
પ્રેસમાં શાહ ગુલા-
બચંદ લલ્લુભા-
ઈએ છાપ્યું.

વીર
સંવત ૨૪૫૧
મહા શુદ ૧૦

લ્હાણી કરનારનું નામ ____________

____________________________

ગામ ____________________

સંવત ____________________

## માતૃદેવો ભવઃ





પ્રાતઃ સ્મરણીય ચિરવંદનીય ગંગાસ્વરૂપ
વિદ્યમાન માતુશ્રી જેવલીબાઇ
ના ચરણ કમળમાં ભકિત અને શ્રદ્ધાપૂર્વક આ ગ્રંથ અર્પણ
કરી કૃતાર્થ થાઉંછું.

પાયધુની—મુંબઇ.
૨૫–૩–૨૫

આજ્ઞાંકિત છોરૂ
મેઘજી હીરજી.

# મનુષ્ય ઉન્નતિ
નો
# સરલ માર્ગ.



## અનેક અનુભવીઓનો ઉદ્ગાર.

---

यस्यास्ति सद्ग्रन्थविमर्शभाग्य,
किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥

અર્થાત્ જેને સારા સારા ગ્રંથો વાચવા વિચારવાનુ સદ્ભાગ્ય મળેલુ હોય, તેને ચપળાના ( લક્ષ્મીના–સ્ત્રીના ) શુષ્ક વિનોદ શી ગણતરીમા છે ?

*　　*　　*

" પુસ્તકોમા હુ ગુંથાયેલો રહી શકતો, તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણ હુ કાયર નહિ થાત એટલુ જ નહિ પણ સારા જ્ઞાનમા ઉપયોગી વધારો કરી શકવાથી હુ ઉલટો વધારે સુખચેનમા રહેત. હુ માનુ છુ કે જેને સારા પુસ્તકો વાચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાતવાસ સહેલાઇથી વેઠી શકે છે + + + એક પછી બીજુ એમ પુસ્તકો વાચતા છેવટે તમે આત્મવિચાર પણ કરી શકશો " "મહાત્મા ગાંધીજી"

'ધર્મતત્ત્વ'માં બંગસાહિત્યસમ્રાટ બંકિમચંદ્ર લખે છે કે:—

" મને પુસ્તકો વાંચવાથી જેવો આનંદ મળે છે તેવો આનંદ આ જગતમાં બીજા કોઇ પણ કામથી નથી મળતો.

" માતૃ ભાષામાં વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રચાર થયા વિના કોઈ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીયભાવના ( સ્વદેશ પ્રીતિ ) પણ મેળવી શકાતી નથી. "

" બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિ છે, પશુ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિ સિવાયનું બીજું કોઇ પણ એવું સુખ તમે નહિ બતાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં રહેલું ન હોય. "

" સાહિત્ય–ઉદ્યાનના ચતુર માળી થવાનું સુભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય અથવા જેમનું મન સદૈવ સાહિત્ય સરોવરનાં કમલોની મધુર સુગંધીથી મસ્ત બનવા લાગ્યું હોય તેને તો સાહિત્ય સિવાયનાં સ્વર્ગીય સુખો પણ તુચ્છજ લાગે છે."

* * *

" ગ્લેસ્ટનને ગ્રંથનો ઘણો શોખ હતો. એમ કહેવાય છે કે, ગમે તે એક પુસ્તક તો હમેશાં તેની પાસે રહેતુંજ. તેમને મળવા જનાર–આવનાર કોઇ પણ માણસે તેમની પાસે પુસ્તક ન જોયું હોય એમ કદિ પણ બન્યું નથી. પાર્લામેન્ટમાં જવા પહેલાં થોડો સમય મળી ગયો તો તે સમયે પણ તેઓ પુસ્તક વાંચતા જણાતા; એટલુંજ નહીં; પરંતુ કોઈ માણસને તેમની સાથે વાત કરતાં કરતાં વચમાં કોઇ કારણસર ઉઠવું પડે તો તે પાછો આવે ત્યાંસુધીમાં વાંચવા માટે પણ તેમના ખીસ્સામાં એકાદ પોતાની ચોપડી હમેશાં પડીજ રહેતી. "

ગ્લેડસ્ટન કહે છે કે " આપણે જે જોઇએ છીયે તે એજ કે આપણા લોકોએ સારાં નરાં પુસ્તકો વાચીને, પોતાની જાતની સ્થિતી સુધારીને આપણા રાષ્ટ્રને શ્રેષ્ઠ દરજ્જે ચઢાવવામા સહાયતા કરવી

" ગ્રંથો ગોઠવી રાખ્યા હોય એવી ઓરડીમા ગયા પછી તમે તેને હાથ નહીં લગાડો તો તે ગ્રંથોજ માનસ વાણીથી તમને કહેશે કે ' અમારામા પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લ્યો અને તેનો ઉપયોગ કરો એટલે તમારૂં કલ્યાણ થશે ' આ માનસ વાણી એ છી કિમતી છે ? "

* * *

" અવકાશની એકાદ ક્ષણનો પણ ઉપયોગ કરી લેવા માટે આમ ગ્લેડસ્ટન જેવો પ્રતિભાશાળી પુરૂષ પણ ગજવામા સદાય એકાદ પુસ્તક લઈને ફરે, તો પછી આપણા જેવાઓને તો ખુલી વૃથા જતી કિમતી ક્ષણોને બચાવવા માટે શુ ન કરવુ જોઇએ ?"

" એક પાશ્ચાત્ય પંડિતનો તો એટલે સુધી મત છે કે, ' માણસને લુગડા લત્તાની જેટલી જરૂર નથી, તેટલી પુસ્તકોની છે, તે પોતે પણ જરૂરના પુસ્તકો ખરીદી લેવા સુધી લુગડાં લેવાનુ મુલતવી રાખતો, તેને ગિબ્બનના પુસ્તકો બહુ ગમતા અને તે વાચતો ત્યારે ત્યારે ' હુ વધારે સારો થયો છુ ' એમ તેને લાગતુ "

* * *

પેટ્રાર્ક નામક એક પાશ્ચાત્ય પંડિતે ઉત્તમ પુસ્તકોના સબંધમા કહ્યુ છે કે " મારે એવા મિત્રો છે કે જેમનો સહવાસ મને અત્યન્ત પ્રિય છે, તે મિત્રો સર્વ સમયના અને સર્વ દેશોના છે તેઓ અહોરાત્ર મારી સેવામા હાજર હોય છે હુ જ્યારે ઇચ્છુ

ત્યારે તેમને બોલાવું છું અને ઇચ્છું ત્યારે પાછા કાઢી મુકું છું. તેઓ મને કોઇ પણ દિવસ કંટાળો આપતા નથી. એટલું જ નહિ પણ હું તેમને જે પ્રશ્ન પૂછું છું. તેનો તત્કાળ શાન્તિથી પ્રત્યુત્તર આપે છે. કેટલાકો મારી પાસે ભૂતકાળની કથા કહે છે; અને કેટલાકો નિસર્ગના રહસ્યો સમજાવે છે; કેટલાકો મને કેમ જીવવું એ શીખવે છે અને કેટલાકો કેમ મરવું એ શીખવે છે. કેટલાકો પોતાના સદોદિત હાસ્યવડે મારી ચિંતાઓને દૂર કરી મને પ્રોત્સાહન આપે છે અને કેટલાકો મારા મનને ધૈર્ય આપી, મને સંયમી તથા સ્વાવલમ્બી થતાં શીખવે છે, સંક્ષેપમાં તેઓ કળાના અને જ્ઞાનના સર્વ રાજમાર્ગોને દર્શાવે છે. અને તેમના દર્શાવેલા માર્ગે જવાથી હું સુખી થાઉં છું. તેમની આટલી બધી સેવાઓના બદલામાં તેઓ મારા રંક ઘરના એક ખુણામાં માત્ર નાનું સરખું સ્થાનજ માગે છે કે જ્યાં તેઓ શાન્તિમય એકાન્તવાસને વધારે પસંદ કરે છે."

"જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે અને પુસ્તકો એ તે સમુદ્રનો લાભ લઇ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને પુસ્તકો એ આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ છે; જ્ઞાન એ સોનાની ખાણ છે, અને પુસ્તકો એ તેમાંથી બનાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટી કિંમતી નોટો છે અને પુસ્તકો એ આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સીક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો એ વાયુને ચલાવી ઠંડક આપનારા પંખા છે? જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને

પુસ્તકો તે આપણને રહેવા લાયક મકાનો છે, જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો એ તેમાથી તૈયાર થયેલા રોટલા છે, જ્ઞાન એ મેઘ છે અને પુસ્તકો એ આપણા ઘરમા રહી શકે તેના પાણી ભરેલા માટના છે, અને જ્ઞાન એ સર્વ શક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો એ તે પરમાત્માનો રસ્તો દેખાડનાર પૂજનીય દેવો છે "
" સ્વર્ગનાં રત્નો "

* * *

" એકાદ ઉત્તમ ગવૈયો ઇચ્છે ત્યારે જેમ પોતાના વાજીત્ર-માથી ચહાય તે સ્વર કાઢી આનંદ લે છે, તેમ એક વાચનાર પણ જ્યારે ઇચ્છે ત્યારે એકાદ ઉત્તમ ગ્રથમાથી પોતાને મનગમતો અવાજ કાઢી આનંદમગ્ન થઇ શકે છે "

" ગરીબોને દરિદ્રતામાથી છોડાવવાની, દુખીઓના દુખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની અને માંદાઓનુ દર્દ ભૂલાવી દેવાની ગ્રંથોમા જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ઘણુ કરીને બીજી કોઇ ચીજમા નથી " " માર્ડન "

" પુસ્તકોનો સ્નેહ એ ઇશ્વરના રાજ્યમા પહોચવાનો પરવાનો છે "

" ખરાબ ચોપડીઓનુ વાચન, એ તો ઝેર પીવા સમાન છે "

" મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે "

" લીલા વનમા ભૂખે મરનાર પશુમા અને આટલા આટલા વાચવાના સાધન છતા, જ્ઞાનહીન રહેનારા મનુષ્યમા શુ તફાવત ?

" મદવાસથી જેમ માણસના ગુણની અને પ્રકૃતિની

પરીક્ષા થાય છે. તેમ જે પુસ્તકોનો તેને શોખ હોય છે તે ઉપરથી પણ તેના વિષે અનુમાન થાય છે. ”

*　　*　　*

“ઉત્તમ ગ્રંથો, તેનું સેવન કરનારાઓમાં ધર્મ. નીતિ, ચાતુર્ય, પ્રતિભા, શૌર્ય, ધૈર્ય તથા પરોપકારવૃત્તિને વિસ્તારે છે; અને જેમ જેમ એ દૈવી ગુણોની સત્તા જામતી જાય છે; તેમ તેમ દુનિયાને પીડારૂપ આસુરી ભાવોની જડ નાશ પામતી જાય છે.”

એક વિદ્વાન્ ઠીકજ કહે છે કે, “ વાંચવાની હોંશ છોડી દેવાના બદલામાં કોઇ મને આખા હિંદુસ્તાનની સંપત્તિ આપે, તોપણ હું તેને કદિ છોડું નહિ. ”

*　　*　　*

“ ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાન વિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરિ સાધન વાંચન હોવાથી જે ઘરમાં સારાં પુસ્તકો નથી, તે ઘર, ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળાં જીવતાં મુડદાંઓને રહેવાની ઘોરજ છે. ”

“ પુસ્તકો તરુણાવસ્થામાં સુમાર્ગ દેખાડે છે, વૃદ્ધાવસ્થામાં મનરંજન કરે છે અને ઉદાસીને વખતે સમાધાન કરીને આપણું જીવન આપણને નકામું લાગવા દેતાં નથી. વળી તે આપણી ચિંતા તથા ક્રોધાદિને શાંત કરીને નિરાશાનો નાશ કરે છે. ”

“ સત્પુરુષોનાં જીવન; તેમાં પણ દૈવી અંશથી સ્ફુરાયેલા નરોનાં જીવન વાંચવામાં આવે તો આપણા દુઃખનો બોજો બેમાલુમ પણે ઓછો થયા વિના રહેતો નથી અને આપણે જાણે દુઃખમાંથી ઉચકાઇને ઉંચે ચઢતા હોઇએ તેમ આપણને લાગે છે. એવા

મહાત્માઓ શુ કહી અને કરી ગયા છે તે જાણવાથી તેમના વિચાર અને કૃત્યોની નજીક આપણે એમાં ક્રમપણે જતા હોઇએ એમ લાગે છે"

ઇતિહાસરૂપી ચરિત્રો વાચીને સમજવાથી બહુ પ્રકારના લાભ થાય છે, પ્રથમ તો તે વાચતાજ વાચનારને પોતાની વિદ્યા, બુદ્ધિ, શક્તિ, સ્થિતિ આદિના વધતા-ઓછાપણાનો વિચાર ઉત્પન્ન થાય છે અને વાચનારમા ક્યા ક્યા સદ્ગુણો તથા દુર્ગુણો છે તે પોતાની મેળેજ તેને જણાઇ રહે છે "

"ચરિત્ર એ એક પ્રકારનુ દર્પણ છે જેમ આરીસામા મનુષ્ય પોતાની મુખાકૃતિમા ખાપણ જુએ છે, ત્યારે તે ખાપણને કાઢી નાખવા અને કાંતિમા વધારો કરવા માટે પ્રયત્ન કરે છે, તેમ ચરિત્રરૂપી આરસીથી પોતાના સ્વભાવમા વળગેલા ભૂષણદૂષણ–ગુણદોષ–તેના જોવામા આવે છે, અને તેમ થતા દૂષણનો ક્ષય અને ભૂષણમા વૃદ્ધિ કરવાને તે જાગૃત થાય છે વળી જે કામ ઉપદેશ અથવા બોધ કરવાથી નથી બનતુ, તે કામ જીવનચરિત્ર સહેલાઇથી પાર પાડી શકે છે અતિ શ્રમ લઇ વિદ્યા ભણો, દેશાટન કરો, સ્વદેશહિતેચ્છુ થાઓ, પ્રેમશૌર્ય દાખવો, એવા એવા ઉપદેશો મુખે અથવા પુસ્તકદ્વારા કરનાથી જેવી અને જેટલી અસર થાય છે તેના કરતા એવા ગુણોથી અંકિત થઇ પ્રખ્યાતિમા આવેલા મહાજનોના ચરિત્રો વાચી સમજવાથી અધિક અસર થાય છે વાચનારના સ્મરણસ્થાનમા તેની આબાદ ઉંડી છાપ પડે છે અને પછી તે તેને અનુસરી ઉત્તેજીત થઇને બહાર પડે છે "

* * *

"એકાદ મહાપુરુષનું નામજ હૃદયમાં ભક્તિભાવનો ઉદય કરે છે. પૃથ્વીમાં સર્વત્ર મહાપુરુષનું સન્માન, આદર અને પૂજા થયેલી દીઠામાં આવે છે. સર્વત્ર જોવામાં આવે છે કે "આ વાક્ય તો અમુક મહાપુરુષનું છે; આ વાક્ય તો અમુક મહાપુરુષે માન્ય કરેલું છે; આ તો મહાપુરુષની વાત છે; આ તો અમુક મહાપુરુષના આચાર છે" આવું સાંભળતાં લોકોના મનમાં અતિશય સન્માનનો ઉદય થાય છે અને એટલા માટેજ મહાપુરુષોનાં જીવન ચરિત્ર પણ વધારે પ્રીતિકર અને રુચિકર થાય છે."

"ઉત્તમ ચરિત્રો તેના વાંચકને બતાવી આપે છે કે એક સામાન્ય મનુષ્ય પણ પોતાનું જીવન કેટલી હદ સુધી ઉત્તમ બનાવી શકે તથા કેવા ઉચ્ચ કાર્ય કરી શકે અને જગતમાં કેટલી બધી સારી અસરો ફેલાવી શકે."

* * *

"ચરિત્રોના વાંચનથી આપણું ચૈતન્ય સતેજ થાય છે. આપણી આશામાં જીવન આવે છે; આપણામાં નવું કૌવત, હિંમત અને શ્રદ્ધા આવે છે. આપણે આપણા ઉપર તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ; આપણામાં મહત્ત્વાકાંક્ષા જાગે છે; આપણે રૂડાં કાર્યોમાં જોડાઇએ છીએ અને મોટાઓનાં કામોમાં તેમની સાથે હિસ્સેદાર થવાને ઉશ્કેરાઇએ છીએ. આ પ્રમાણે જીવનચરિત્રોના સહવાસમાં રહેવું અને જીવવું, અને તેમાંના દાખલાઓ જોઇને સ્ફુરણાયમાન થવું, એ તે તે ઉત્તમ આત્માઓના સમાગમમાં આવવા બરાબર અને ઉત્તમ મંડળમાં સહવાસ કરવા બરાબર છે."

* * *

" આપણી ઉન્નતિની ઇમારતના પાયાનો પહેલો પથ્થર જાણે કે અજાણે એવા પરિચયના કોઇ એક શુભ મુહૂર્તમાંજ ચણાય છે "

" ઉત્તમ જીવનચરિત્રોની અસર એટલી બધી થાય છે કે આપણા દેશમા પુરાણના મહાત્માઓ કે દેવતાઓના ચરિત્રના વર્ણનથી, કે રામકથાના રસથી, કે મહાભારતના સર્વરૂપ ઉપદેશથી અનેક મહાપુરુષો અને મનારીઓના ચરિત્ર ઘડાયેલા છે "

" જેમણે સંસારમા આવીને ખાવાપીવા વગેરેમાંજ સમય ગુમાવ્યો નથી, પરન્તુ ખરી રીતે જીવન ગાળ્યુ છે, જેઓ તણખલાની પેઠે ભરતીઓટમા નતણાતા આ અનતકાળરૂપી સમુદ્રની રેતીમા પોતાના પગના રાખી ગયા છે જેઓના આવ્યાથી જમીન હાલી હતી, ચારે બાજુએ ગડમડ મચી રહી હતી, અને જેઓના ગયાથી જગત્ હસ્યુ અથવા રડ્યુ હતુ, તેવા મહાન્ અને લોકાતર થયેલા પુરુષોના જીવનની વાતો જાણવાને માટે સર્વને કુદરતી ઇચ્છા થાય છે તેઓ નાનપણમા કેવી રીતે રમતા હતા, તેઓ જુવાનીમા પ્રવૃત્તિના તરગમા કેવી રીતે ગોથા ખાતા હતા, પરિપક્વ પ્રૌઢાવસ્થા આવતા તેઓ સમાજની નાટકશાળામા કેવી રીતનુ કામ કરતા હતા અને નાટકશાળાની પછવાડે કેવી રીતે રહેતા હતા, એ સઘળી બાબતો સારી રીતે જાણવાની ઇચ્છા બાળક, વૃદ્ધ સર્વ કરે છે "

*    *    *

" પ્લુટાર્ક " નામનો એક અતિ પ્રખ્યાત ચરિત્રલેખક લખે છે કે " મને આ લોકોના ઉજ્જ્વલ ચરિત્રનુ મનન કરવાથી જે લાભ થયો છે, તે લાભ વર્ણવી શકાતો નથી જ્યારે જ્યારે કોઇ

અનુચિત કાર્ય કરવા ઉપર મારૂં મન વળે છે, અથવા સદાચરણના વિષયમાં ઉત્સાહ ઓછો થયેલો જણાય છે, ત્યારે ત્યારે હું તેમના ( મહાન્ સ્ત્રી પુરુષોનાં ) ચરિત્રો વાંચું છું અને તેથી મને પુનઃ હુશિયારી આવે છે."

* * *

" જગવિખ્યાત જોન્સન પંડિત એક વાર બોલ્યો હતો કે 'મહોલ્લામાં અગર ગમે ત્યાં ગમે તે મળો, પરંતુ તેનું જીવન જાણવાનું અને તેની જીંદગીનો અનુભવ, તેનાં દુઃખ, તેની વિપત્તિઓ અને તેના કામની સિદ્ધિ–અસિદ્ધિઓ જાણવાનું મને બહુ ગમે છે. "

* * *

" જ્યારે આમ છે તો પછી જે પુરુષોએ જગતના ઇતિહાસમાં પોતાનું નામ અમર કર્યું હોય અને સુધારાનો જે મોટો વારસો આપણે આજ ભોગવીએ છીએ તે વારસો આપણે માટે જેઓ ઉત્પન્ન કરી ગયા હોય, તેમનું જીવન જાણવું કેટલું બધું જરૂરનું છે ? એવા મહાશયોને લગતું જે કાંઇ હોય–તેમની ટેવ, તેમની રીતભાત, તેમની રહેવાની પદ્ધતિ, તેમનો અંગત ઇતિહાસ, તેમની વાતચીત, તેમનાં નીતિના વચન, તેમનાં સદ્‌ગુણ અથવા મહત્તા; એ સર્વે હમેશાં રસભર્યાં, બોધક, ઉત્તેજક અને અનુકરણીય હોય છે."

" નીતિવિશારદ પંડિતો કહે છે કે, " પૃથ્વીના મોટા મોટા પુરુષોનાં જીવનચરિત્ર વાંચવાથી માણસ ધીમે ધીમે નીચ ભાવ છોડે છે અને લાયક માણસના સારા ગુણની ઉપર આસક્ત થાય છે. કવિયો ઉપદેશ આપે છે. કે જ્યારે મહાન્ પુરુષનાં જીવનચરિત્રો

ઉપર સ્થિર ચક્ષુ રાખીને જોવાય છે અને તેમના ચારિત્ર્યનું ચિંતન કરાય છે, ત્યારે અવશ્ય સમજી શકાય છે કે, મહત્તાનો દરવાજો સર્વને માટે ઉઘાડો છે "

" શિક્ષણનું મોટામાં મોટું લક્ષ ચરિત્રઘડતર છે અને ચરિત્રઘડતરમાં મોટામાં મોટી મદદ મહાન્ પુરુષોના જીવનચરિત્રોના અભ્યાસથી મળે છે, માટે જીવનચરિત્રનો અભ્યાસ કરવો એ શિક્ષણનું એક મોટામાં મોટું અંગ માનવું જોઈએ

" જીવનચરિત્રો અને ઇતિહાસના વાચનથી મનુષ્ય જુવાનનો વૃદ્ધ બની જાય છે, પણ ડોસાની પેઠે તેના વાળ સફેદ બની જતા નથી, કે નથી તેના ડાચા બેસી જઈને ગાલપર કરચલીઓ પડતી તેનામાં વૃદ્ધ જેવું ડહાપણ આવે છે ખરું, પણ અશક્તિ આવતી નથી

" માનવ જાતીના વર્તનને ઉચ્ચ સ્થિતિએ લાવવામાં રૂડા મનુષ્યોના જીવનચરિત્રોએ જે અસર નિપજાવી છે, તેનું મૂલ્ય જેટલું આંકીએ તેટલું થોડું છે " માટે અવશ્ય વાંચો !

| | | |
|---|---|---|
| ૧ | દાનવીર રત્નપાળ ચરિત્ર—સચિત્ર | ૧—૮—૦ |
| ૨ | ઉત્તમકુમાર ચરિત્ર—સચિત્ર | ૧—૮—૦ |
| ૩ | મહાવીર ભક્ત સમ્રાટ સંપ્રતિ અને શ્રાવિકા રત્નમાળા સચિત્ર | ૧—૮—૦ |





# હવે તો ચેતો !

---

પતાસાં, બદામ, નાળીયેર, થાળી, વાડકા, ખુમચા, દાબડા કે ચાંદીના વાસણોની પ્રભાવનાથી કે વસ્ત્રોની પ્રભાવનાથી કોઇની ઉન્નતિ થઇ હોય એમ શાસ્ત્રમાં કયાંય પણ જોવામાં આવતું નથી, પણ એથી મોહદશામાં વધારો થયો છે અને તપસ્યાઓ કરનારા તપસ્વીયો પોતાનું પવિત્ર નિશાન ચૂકયા છે ! ભૂલા પડ્યા છે !! માટે હવે તો ચેતો ! તેમની ઉન્નતિ માટે "જ્ઞાનનાં ઉંડા ઉપયોગી પુસ્તકોની લહાણી કરો ! પ્રભાવના કરો."





# શ્રી ચંદરાજા

## અને

# ગુણાવળીનું ચરિત્ર.

## प्रथम–उल्लास.

### પ્રકરણ પહેલુ.

ચૌદ રાજલોક પ્રમાણુ ત્રણુ લોકના મધ્યમાં તિર્છાલોક રહેલો છે તે લાબો પહોળો એક એક રાજપ્રમાણુ છે અને ઉર્ધ્વ અધો મળીને ૧૮૦૦ યોજન પ્રમાણુ છે તેના મધ્યમા જબુ નામનો દ્વીપ એક લાખ યોજનના પ્રમાણુવાળો થાળીને આકારે છે તેની ફરતા અસખ્યાતા દ્વીપ સમુદ્રો આવેલા છે જે

બધા વલયાકારે છે. તે જંબુદ્વીપ ઉત્તર કુરૂક્ષેત્રમાં આવેલા જંબુ વૃક્ષવડે સુશોભિત છે. તે વૃક્ષના નામ પરથીજ દ્વીપનું નામ પણ જંબુદ્વીપ પાડવામાં આવેલ છે. જંબુદ્વીપની અંદર સાત મોટા ક્ષેત્રો છે, મધ્યમાં મેરૂ પર્વત છે અને છ વર્ષધર પર્વતો છે. દક્ષિણ દિશાને છેડે અષ્ટમીના ચંદ્રની આકૃતિવાળું ભરત નામે ક્ષેત્ર છે. તે સિદ્ધાચળ મહાતીર્થના સદ્‌ભાવવાળું હોવાથી સર્વ ક્ષેત્રોમાં અગ્રપદને ભોગવે છે. ભરતક્ષેત્રના વૈતાઢ્ય પર્વતથી ગંગા અને સિંધુ એ બે મોટી નદીઓથી છ વિભાગ પડેલા છે. ગંગા સિંધુ એ બંને નદીઓને ચૌદ ચૌદ હજાર નદીઓ આવીને મળેલી છે. ભરત ક્ષેત્રની અંદર ૩૨૦૦૦ દેશો છે, તેમાં માત્ર સાડીપચ્ચીશ દેશ આર્ય છે, બીજા અનાર્ય છે. ભરત ક્ષેત્રના છ ખંડ પૈકી દક્ષિણ બાજુના મધ્યખંડમાં પૂર્વ બાજુનો પ્રદેશ ઘણો રળિયામણો છે. સૂર્ય ચંદ્ર પણ ત્યાંથી ઉદય પામે છે. ચંદ્રમા પણ તે પ્રદેશમાં સંચરે છે ત્યારેજ સોળ કળાવાળો થાય છે. ગંગા નામની પવિત્ર ગણાતી મહાનદી પણ તે દેશમાંજ સંચરેલી છે. તે દેશના મધ્ય ભાગમાં **આભાપુરી** નામની એક નગરી છે, તે એવી સુશોભિત છે કે લંકા ને અલકા પણ તેનાથી લજ્જા પામે છે.

આભાપુરી ચોરાશી ચૌટાવાળી છે. તેને ફરતો ઉંચો કિલ્લો છે. ઉત્તમ જનો તેમાં આવીને વસેલા છે. દાનેશ્વરીઓ પણ ઘણા છે. કૃપણ તો દેખાતાજ નથી. વ્યાપારીઓ ધનવાન છે, સ્ત્રીઓ રૂપવતી છે. અનેક જિનમંદિરાદિકથી તે નગરી

વ્યાસ છે તે નગરીમા **વીરસેન** નામે રાજા રાજ્ય કરે છે તેને **વીરમતી** નામે પટ્ટરાણી છે એકદા તે નગરીમા ઘોડાના સોદાગરો આવ્યા તે અનેક જાતિના ઉત્તમ ઉત્તમ ઘોડાઓ વેચવા માટે લાવ્યા હતા રાજાએ તેના તમામ ઘોડાઓ ખરીદ કરી લીધા તે ઘોડાઓની અંદર એક સુશોભિત અશ્વ હતો પણ તે વક્ર ગતિવાળો હતો રાજા તેનાપર સ્વાર થઇને શિકાર માટે કેટલીક સેના સહિત વનમાં ગયો ત્યા ઘણા જીવોને આકુળ વ્યાકુળ કરી મૂક્યા એવામા એક હરણ રાજાની નજરે ચઢયુ રાજા તેની પાછળ થયો હરણ પણ ફાળ ભરતુ દોડયુ, રાજાએ ઘણો પ્રયાસ કર્યો, પણ તે હાથમા આવ્યુ નહિ રાજા થાકયો એટલે અશ્વને ઉભો રાખવા લગામ ખેચવા માડી, તેમ તેમ તો તે વધારે દોડવા લાગ્યો તે ઘોડાને અવળી રીતે શિક્ષા આપેલી હોવાથી ખેચી રાખવાનો પ્રકાર તેને દોડાવનાર થઈ પડયો લશ્કર બહુ છેટે રહી ગયુ અશ્વે તો ઘણી જમીન ઉલ્લઘન કરી એવામા રાજાએ એક મનોહર પુષ્કરણી દૂરથી દીઠી અને તેની પાસે એક વડનુ ઝાડ દીઠુ રાજાએ ધાર્યું કે જો એ ઝાડ નીચે અશ્વ આવે તો હુ ઝાડની ડાળીને વળગી પડુ અને અશ્વને છોડી દઉં ભાગ્યયોગે તેમજ બન્યુ રાજા ડાળીને વળગ્યો એટલે લગામ ઢીલી પડવાથી અશ્વ પણ ઉભો રહ્યો. રાજા આશ્ચર્ય પામ્યો અને તેજ વખતે અશ્વ પણ વક્રશિક્ષિત હોવાની રાજાને ખબર પડી

પછી રાજાએ ઘોડાને ઝાડ સાથે બાધ્યો અને પોતે પુ'કરણીમા ઉતર્યો તેનાં પગથીઆ સ્ફટિકના બાધેલા હતા

જળ શીતળ અને નિર્મળ હતું. રાજાએ જળપાનાદિ કરીને શ્રમ દૂર કર્યો. પછી તે ચારે બાજુ ફરીફરીને જોવા લાગ્યો. એવામાં તેણે એક મોટી જાળી દીઠી. અંદર નજર કરી તો પગથીઆંની શ્રેણી દીઠી, એટલે તે જાળી ઉઘાડીને અંદર પેઠો. હાથમાં ખડ્ગ રાખી નિર્ભયપણે આગળ ચાલ્યો. કેટલાંક પગથીઆં ઉતર્યો એટલે અંદર પાતાળમાં મોટું વિસ્તારવાળું વન રાજાના જોવામાં આવ્યું. રાજાની સાથે ધૈર્ય, ધર્મ, પુણ્ય ને પુરૂષાર્થ એ ચાર મિત્રો હોવાથી રાજા નિઃશંકપણે આગળ વધ્યો. તેવામાં કોઈ કન્યાનો સ્વર તેને કાને પડયો. તે સાંભળીને રાજા વિસ્મય પામી વિચારવા લાગ્યો કે " આવા અસરાળ પાતાળમાં આ વન શું ? અહીં કન્યા ક્યાંથી ? અને તેના સ્વરમાં કરૂણાનો પ્રતિભાસ થાય છે તેનું શું કારણ ? " આ પ્રમાણે વિચારીને તે તરતજ શબ્દને અનુસારે ચાલ્યો. ખડ્ગ પણ મ્યાનમાંથી બહાર કાઢયું, થોડેક ચાલતાં જ્યાંથી સ્વર આવતો હતો ત્યાં આવીને રાજા ઉભો રહ્યો.

રાજા જુએ છે તો ત્યાં એક યોગી બેઠો છે, તેની આંખો મીંચેલી છે, હાથમાં જપમાળા છે, આગળ કુસુમ ધુપાદિ પૂજાની સામગ્રી પડી છે, સમીપમાં અગ્નિનો કુંડ છે, તેમાં અગ્નિ જાજ્વલ્યમાન બળે છે. કુંડની નજીકમાં એક ઉઘાડી તરવાર પડી છે, બીજી બાજુ મજબુત બંધને બાંધેલી એક કન્યા બેઠી છે, તે રૂદન કર્યા કરે છે અને મુખથી એમ કહે છે કે–"હે આભાપુરીના ભૂપતિ ! આ કન્યાની વહાર શીઘ્ર કરો, નહિ તો આ યોગી અગ્નિકુંડમાં મારૂં બળીદાન

આપશે ” આ પ્રમાણે પોતાના નામ સહિત બાળિકાના શબ્દો સાભળી રાજાએ તેને સાન કરી અને યોગી ન જાણે તેમ પેલુ ખડ્ગ લઘુલાઘવી, કળાએ ઉપાડી લીધુ પછી યોગીને બોલાવ્યો. “ અરે નિર્દય ! નિર્લજ્જ ! પાપી ! દુષ્ટાત્મા ! ઉઠ, ઉભો થઈ જા આ નિર્દોષ બાળિકાને છોડી દે ને મારી સામો થા મારા આવ્યા પછી આ કન્યાનુ બળિદાન તો શેનુ જ દેવાય પણ હુ તને હવે જીવતો છોડવાનો નથી ” રાજાના આ શબ્દો સાભળીને ભયભ્રાત થયેલો યોગી એકદમ ઉભો થયો અને માત્ર કોપીનભર ત્યાથી મુઠી વાળીને ભાગી ગયો શરીરની કુશળતા ચાહીને તેણે ધ્યાનનો આડંબર તજી દીધો રાજાએ તેની પુઠ ન પકડતા યોગી જાણીને જવા દીધો તેની પૂજન સામગ્રી બધી લઇ લીધી પછી કન્યાના બધન છોડી તેને આદરપૂર્વક પૂછ્યુ કે “ હે નિરૂપમ રૂપવાળી રાજપુત્રી ! તુ કયા રાજાની પુત્રી છો ? આ યોગીના કબજામા તુ શી રીતે આવી પડી ? અને આભાપુરીનો રાજા તારો પ્રીતિપાત્ર શી રીતે થયેલો છે ? આ હકીકત મારો ભય રાખ્યા સિવાય નિશ્ચપણે કહે ”

વીરસેન રાજાના પ્રશ્નનો ઉત્તર દીધા અગાઉજ વિચક્ષણ બાલિકા તરતજ તે આભાપુરીના રાજા છે એમ સમજી ગઈ, એટલે કઈક લજ્જા ધારણ કરી નીચુ મુખ રાખીને મર્યાદા પૂર્વક બોલી કે–“ હે સ્વામી ! આભાપુરીથી પચવીશ યોજન દૂર પદ્મપુરી નામે નગરી છે ત્યા પદ્મશેખર નામે રાજા છે તેને રતિરૂપા નામે પટ્ટરાણી છે તેની ચદ્રાવતી

નામે હું પુત્રી છું. જૈન ધર્મ મને પ્રિય છે, અને હું તેનું આરાધન કરૂં છું. હું બાળવય અતિક્રમીને યૌવનવય પામી એટલે મારા પિતાને મારા વર સંબંધી ચિંતા ઉત્પન્ન થઈ. અન્યદા એક નિમિત્તિઓ આવ્યો, તેને મારા પિતાએ મારા વિષે પૂછયું, એટલે તે બોલ્યો કે " આભાનગરીનો રાજા તમારી પુત્રીનો પતિ થશે. " આ વાત સાંભળી મારા માતા-પિતા હર્ષિત થયા. હું પણ પતિનું નામ ઠામ જાણવાથી ખુશી થઇ. મારા પિતાએ સારી રીતે સત્કાર કરીને નિમિત્તિયાને વિસર્જન કર્યો.

એકદા હું નદીએ જળક્રિડા કરવા સખીઓ સાથે ગઈ હતી. તેવામાં આ કુટીલ જોગી ત્યાં આવ્યો. તેણે ઇંદ્રજાળવડે મને મોહ પમાડી, સખી વર્ગની દૃષ્ટિ બાંધી લઇ મને અપહરી અને આ વાવ પાસે લાવી જાળીદ્વારા અંદર ઉતારી. ત્યાર પછી તે જાપ કરવા બેઠો. હું તેની મતલબ સમજી ગઈ. એટલે ભય પામીને રૂદન કરવા લાગી. ખરે વખતે આપ આવી પહોંચ્યા અને મને ઉગારી. પણ હે ગુણસાગર ! તમે પોતાની સ્ત્રીને ઉગારી તેમાં કાંઇ ઉપકાર કર્યો નથી. વળી હું કાંઈ યાચક નથી, જો યાચક હોત તો તમારો યશવાદ બોલત. કદિ તમે મને પૂછશો કે મેં આપને ઓળખ્યા કેવી રીતે ? તેનો જવાબ એટલોજ છે કે મેં આચરણથીજ આપને ઓળખી લીધા છે, કેમકે આવે કષ્ટને વખતે પતિ વિના બીજું કોણ આવી પહોંચે અને પ્રાણ સંકટમાંથી બીજું કોણ છોડાવે ?"

આ પ્રમાણેની તે કન્યાની હકીકત સાભળીને વીરસેન રાજા બહુ ખુશી થયો તેણે તેની પ્રશસા કરી અને તેને આગળ કરી, વનભૂમિ ઉલ્લઘી સોપાનપક્તિ ચઢી જાળીદ્વારે પુષ્કરણીમા આવ્યા અને ત્યાથી બહાર નીકળ્યા તેવામા પાછળ પડેલુ લશ્કર પણ પગલે પગલે ત્યા આવી પહોચ્યુ સર્વ સેનાએ રાજાને પ્રણામ કર્યા, પછી અગ્રણી સુભટોએ રાજા પ્રત્યે કહ્યુ કે "આપે આમ એકલા શિકાર માટે ચાલ્યા આવવુ નહિ, કારણ કે જગતમા રત્નો તો યત્નપૂર્વક જાળવી રાખવા યોગ્યજ હોય છે વળી સજ્જન કરતા દુર્જન વધારે હોય છે આપ તો મોટા ભાગ્યશાળી છો, તેથી આપના તો કષ્ટ માત્ર દૂર જાય અને મ પત્તિ અણધારી પ્રાપ્ત થાય, પરતુ અમો સેવકના મનને ધૈર્ય રહી શકે નહિ હે સ્વામી ! આપને કુશળ-ક્ષેમ જોવાથી અમે સહુ નવુ જીવન પામ્યા છીએ પરતુ આપ એકલા પધાર્યા હતા, અને અત્યારે સાથે આ કોઇ સ્ત્રીરત્ન જણાય છે, તો તે કોણ છે ? તે કૃપા કરીને કહો " રાજાએ તેના ઉત્તરમા પોતાની વીતક વાત બધી કહી સભળાવી તે બધા સામતો બહુ ખુશી થયા પછી તે રાજકન્યા સહિત વીરસેન રાજા પોતાની નગરીમા આવ્યા

વીરસેન રાજાએ તરતજ સુદામ માણસો મોકલીને પદ્મશેખર રાજાને ખબર આપ્યા કે "તમારી પુત્રી ચદ્રાવતી અહીં આવેલ છે, તે આપને મળવાને અત્યત આતુર છે, માટે શીઘ્ર તેને મળવા માટે અહીં પધારો" આ ખબર પદ્મપુરી પહોચતાજ પદ્મશેખર રાજા તત્કાળ પોતાની પુત્રીને

મળવા આભાપુરી આવ્યા. પિતા-પુત્રી મળ્યા, તેની પાસેથી બધી હકીકત સાંભળી. પછી પદ્મશેખર રાજાએ વીરસેન રાજાને કહ્યું કે "તમે અમારાપર મોટો ઉપકાર કર્યો છે, તમારા ઉપકારનો બદલો અમારાથી બીજી રીતે વળી શકે તેમ નથી, માટે આ મારી પુત્રીનું પાણિગ્રહણ કરી અમને નિશ્ચિંત કરો. આ કન્યા પ્રથમ નિમિત્તિયાના વચનથીજ અમે તમને આપી ચુકેલા છીએ." વીરસેન રાજાએ તેનો ઘણોજ આગ્રહ હોવાથી તે વાત સ્વીકારી. પછી સારો લગ્ન દિવસ જોવરાવીને તેનું પાણિગ્રહણ કર્યું. આખું શહેર-માત્ર એક વીરમતિ સિવાય-રાજી થયું. ઘેર ઘેર મહોત્સવ પ્રવર્ત્યો. પદ્મશેખર રાજા પણ પુત્રીને પરણાવી વીરસેન રાજાની રજા લઈ પોતાને નગરે પાછો ગયો.

અહીં વીરસેન રાજા ચંદ્રાવતીની સાથે આનંદપૂર્વક સુખ ભોગવવા લાગ્યા. દિવસે દિવસે સ્નેહ વૃદ્ધિ પામવા લાગ્યો. વીરમતિ પોતાના ચિત્તમાં શોકયપણાનો સંબંધ ચિંતવીને નિરંતર ચંદ્રાવતીની ઇર્ષ્યા કરવા લાગી. ચંદ્રાવતી તો તદ્દન સરલ હોવાથી તેને બહેન તુલ્યજ માનવા લાગી. પોતે નિષ્કપટી હોવાથી નિરંતર પતિનું મન જાળવીને આનંદમાં રહેવા લાગી. પતિનો પૂર્ણ પ્રેમ હોવાથી તેને અપૂર્વ આનંદ થવા લાગ્યો. અન્યદા કોઇ પુણ્યવંત જીવ ચંદ્રાવતીના ઉદરમાં આવીને ઉત્પન્ન થયો. તે રાત્રિએ તેને ચંદ્રનું સ્વપ્ન આવ્યું. રાજા તે હકીકતથી ઘણો પ્રસન્ન થયો. પ્રીતિ વૃદ્ધિ પામવા લાગી. ગર્ભનું સારી રીતે પ્રતિપાલન કરતાં ગર્ભસ્થિતિ

પૂર્ણ થયે પુત્રનો પ્રસવ થયો આખા શહેરમા હર્ષ વિસ્તાર પામ્યો. રાજાએ અનેક અર્થી જનોને સતોષ પમાડ્યા સજ્જનોને પણ પ્રીતિદાન આપ્યુ અનુક્રમે બારમે દિવસે સજ્જનોની સમક્ષ ચદ્રના સ્વપ્ન અનુસારે પુત્રનુ ચદ્રકુમાર નામ સ્થાપન કર્યું દિવસે દિવસે ચદ્રની જેમ ચદ્રકુમાર વૃદ્ધિ પામવા લાગ્યો

## પ્રકરણ બીજુ

વૃદ્ધિ પામતા ચદ્રકુમારને જોઇને વીરસેન રાજા પોતાના જન્મને લેખે થયો માનતો હતો અને મનમા બહુ રાજી થયો હતો ચદ્રકુમાર નવા નવા પ્રકારના ખેલ ખેલતો હતો. એ વખતે રાજા રાણીને તેની બહુ સભાળ રાખવી પડતી હતી, કારણ કે વીરમતી કાળી નાગણ જેવી છે એમ તેમના ધ્યાનમા હતુ ચદ્રાવતીના આવવાથીજ તે ઇર્ષ્યા ધરાવતી હતી, તો પછી તેને આરભમાજ પાટવીપુત્ર થાય ને પોતે પુત્ર વિનાની સ્થિતિ ભોગવે એ તેનાથી ખમાયજ કેમ ! ચદ્રકુમાર શુદ્ધ રાજબીજ હોવાથી અને સુદર રૂપવત હોવાથી તેમજ બાલ્યાવસ્થાને અનુસરતુ કાલુ-ઘેલુ બોલતો હોવાથી સર્વના મનનુ રજન કરતો હતો માત્ર વીરમતી જ તેમા અપવાદ રૂપે હતી

ચદ્રાવતી રાણી જૈનધર્મમા બહુ કુશળ હતી, તેથી તેણીએ રાજાને અનેક યુક્તિથી શિકારાદિ સાતે વ્યસનોમા મહા પાપ સમજાવી તે છોડાવી દીધા હતા રાજા તેના પ્રસગથી જૈન

ધર્મની વાસનાવાળો થયો, એટલે પછી તેણે અનેક જિનમંદિરો બંધાવ્યા, તેમજ શ્રાવક બંધુઓને સંતોષ્યા અને મુનિરાજની ભક્તિ કરવા માંડી. 'સત્સંગથી શું શું લાભ થતો નથી ?'

ચંદ્રકુમાર અનુક્રમે આઠ વર્ષનો થવાથી તેને અભ્યાસ કરવા માટે પ્રવીણ વિદ્યાગુરૂ પાસે મુકયો. ત્યાં તે થોડા વખતમાં જ સર્વ કળાઓમાં પારગામી બૃહસ્પતિ જેવો થયો. 'ઉત્તમ જીવોને વિદ્યાગુરૂ માત્ર સાક્ષીરૂપ જ થાય છે.'

અન્યદા વસંત ઋતુ આવી. વનરાજી સર્વત્ર ફાલી ફુલી હતી. કામી જનોને કામોદ્દીપનના સાધનમાં વૃદ્ધિ થઈ. આંબાના મહોર ખાઈને કોયલ પણ ટહુકા કરવા લાગી. વનલતાઓ વાયુવડે ડોલતી ડોલતી કામીજનોને આમંત્રણ કરતી હોય એમ જણાવા લાગ્યું. તેવે અવસરે આભાનૃપતિ પોતાની બંને રાણીઓ તથા સર્વ પરિવાર સહિત ઉદ્યાનમાં ક્રિડાનિમિત્તે આવ્યા. ત્યાં સ્વેચ્છા પ્રમાણે સર્વ અનેક પ્રકારની ક્રિડાઓ કરવા લાગ્યા. રાજા પણ ગુલાલ ઉડાડવો, કેશરનાં છાંટણા છાંટવાં, વૃક્ષ સાથે હિંચકા બંધાવી હિંચકવું ઈત્યાદિ ક્રિડા કરવા લાગ્યો. ચંદ્રકુમાર પોતાની સરખી વયના રાજપુત્રો સાથે પોતાને અનુકૂળ એવી અનેક પ્રકારની રમતો પુષ્પાદિના દડાવડે રમવા લાગ્યો. ફુલના દડાઓ ઉછાળવા લાગ્યો. આ બધું જોઇને વીરમતી તેના હૃદયમાં દાઝવા લાગી. તેના અંગમાં સર્વત્ર શોક વ્યાપી ગયો, તેથી તે નેત્રાશ્રુને મિષે ધીમે ધીમે બહાર આવવા લાગ્યો.

તે વખતે વીરમતીની સખીઓ, તેને આમણુ દુમણી જોઈને પૂછવા લાગી કે "આવે હર્ષને વખતે તમે પ્રસન્ન ચિત્તવાળા કેમ જણાતા નથી ? કામદેવ સરખા તમારા પતિ ક્રિડા કરી ગ્યા છે અને ચંદ્રકુમાર પણુ તમારી પાસેજ રમે છે, છતા તમે આમ શોકનિમગ્ન કેમ દેખાઓ છો ? તમને શુ કોઈએ દુહુવ્યા છે ?" વીરમતીએ તેનો ઉત્તર કાંઈપણુ ન આપ્યો તે તો ચંદ્રકુમારને રમતો જોઇને તેમજ બીજી અનેક સ્ત્રીઓને જુદી જુદી રીતે પોતપોતાના બાળકોને રમાડતી-ખેલાવતી જોઇને મનમા દૈવને ઓળભો દેવા લાગી અને નિશાસા મૂકવા લાગી તે મનમા વિચારવા લાગી કે "મે પૂર્વભવે એવા તે શા પાપ કર્યા હશે કે હુ પુત્ર વિનાની રહી ? જેમ મન વિનાનો પ્રેમ કામનો નથી તેમ હુ પુત્ર વિનાની કાઇ પણુ કામની નથી વળી જીવ વિનાનો દેહ, દીપક વિનાનુ ઘર, સુગંધ વિનાનું પુષ્પ, જળ વિનાના વાદળા, જ્ઞાન વિનાની દયા, માન વિનાનુ દાન, મૂર્ત્તિ વિનાનુ દેવાલય, દાત વિનાનુ ભોજન, કંઠ વિનાનુ ગાયન અને પાણી વિનાનુ સરોવર તથા ચંદ્ર વિનાની રાત્રિ શોભતી નથી, તેમજ પુત્ર વિનાની કામિની પણુ શોભતી નથી આ દેશ, નગર, રાજ્ય, ભંડાર, મહેલ અને બીજી સર્વ ઋદ્ધિ મારે શા કામની છે ? વળી પુત્ર વિનાના ઘરે મુનિ, પ્રાહુણા તેમજ પક્ષીઓ પણુ આવતા નથી માટે પુત્ર હોય તોજ જન્મારો સફળ છે, તે વિના તદ્દન નિષ્ફળ છે"

આ પ્રમાણે વીરમતી પોતાના મનમા અનેક પ્રકારના

આહદ્દ દોહદ્દ ચિંતવતી હતી. તેવામાં અકસ્માત નજીકના આંબાના વૃક્ષપર એક સુડો આવીને બેઠો. તેને રાણીને બહુ દિલગીર થતી જોઇને દયા આવી તેથી તે મનુષ્ય વાણીએ બોલ્યો કે—" હે સુંદર દંતપંક્તિવાળી રાણી ! તું આમ રંગમાં ભંગ કેમ કરે છે ? તું શા માટે રૂએ છે ? તને શું દુઃખ છે ? શી ચિંતા છે ? તે કહે." આ પ્રમાણેનાં વચનો સાંભળીને વીરમતીએ ઉંચું જોયું તો આમ્ર વૃક્ષપર બેઠેલા સુડાને દીઠો. તેથી આશ્ચર્ય પામીને તે બોલી કે—" હે સુડા ! તું મને મારા દુઃખની વાત શું પુછે છે ? તું તો વનના ફળોને ભક્ષણ કરનારો અને આકાશમાં ભમનારો પક્ષી છો, અથવા વનવાસી તિર્યંચ છો. તિર્યંચ પ્રાયે અવિવેકી જ હોય છે, તો તને મારા દુઃખની વાત કહેવાથી લાભ શું ? જો તું મારૂં દુઃખ ભાંગી શકે તેમ હોય તો તો મારા મનની વાત તને કહેવી યોગ્ય છે. નહિતર તો જણ જણ પાસે પોતાના દુઃખની વાત કરનાર મૂર્ખ ગણાય છે." વીરમતીના આવાં વચન સાંભળીને સુડો જરા ત્રટકીને બોલ્યો કે—" તું મોટી સુજાણ છે એમ મનમાં આનીને ફુલાય છે શું ? તું એમ માને છે કે એક પક્ષી શું કરી શકે ? પણ જે કામ માણસ ન કરી શકે તે એક પક્ષી કરી શકે છે." વીરમતી કહે—" એમ ન બોલ, મનુષ્ય કરતાં પક્ષી વધારે કરી શકે એવાં તારાં વચન મારા માનવામાં આવતાં નથી. તેથી હું કેમ કબુલ કરૂં ?" ત્યારે સુડો બોલ્યો કે—" તને પક્ષીઓની કાંઇ કિંમતજ નથી. પણ સાંભળ, શ્રીકૃષ્ણ જેવા પુરૂષોત્તમનું વાહન ગરૂડ છે તે એક

## વીરમતી અને સુડો.



"હે સુડા' તુ મને માગ દુખની વાત શુ પૂછે છે?"

(પૃષ્ઠ ૧૭)

પક્ષીજ છે વળી જેની સર્વત્ર પ્રશસા થઇ રહી છે એવી સરસ્વતિ દેવીનુ વાહન હસ છે તે પણ પક્ષીજ છે. એક પખીના ઈડા સમુદ્ર લઈ ગયો હતો તેને માટે અનેક પખીઓને ભેળા કરી છેવટ સમુદ્ર પાસેથી ઈડા પાછા લીધા તે કોનુ પરાક્રમ? પક્ષીનુજ એક શેઠની સ્ત્રી પતિના વિરહમા કામાતુર થઇ હતી, તેને અનેક વાતો કરીને અકાર્ય કરતા રોકી રાખી તે કોણે? સુડાએજ વળી નળ ને દમયતીનો સબધ થયો તેમા પણ ઉપકાર હસનોજ અમે એક અક્ષર વાચીએ તો પણ તેનો સાર છોડીએ નહીં અને તમે મનુષ્ય ગ્રથના ગ્રથ વાચો પણ કઈ ઠેકાણુ નહીં વળી ગૃહસ્થ મનુષ્યની જેટલુ અમારૂ પણ ગુણઠાણુ પાચમુ શાસ્ત્રકારે કહેલુ છે એટલે અમારી હદ કાઇ ઓછી નથી આ પ્રમાણેની બધી હકિકત ઉપરથી ન્યાયને અગે મારે આપવખાણુ કરવા પડ્યા છે, હુ કાઈ હઠ તાણીને ખોટુ કહેતો નથી ”

આ પ્રમાણેની ચતુરાઈવાળી શુકની વાતો સાભળીને વીરમતી બહુ હર્ષિત થઇ તેણે સુડાને કહ્યુ કે—“તુ તો મોટો પ્રમાણિક દેખાય છે, ડાહ્યો છે, વળી તારી વાણીમા મીઠાશ પણ છે, તુ મને હવે તો પ્રાણ સમાન વહાલો લાગે છે, તુ ખરે વખતેજ આ વનમા આવ્યો છે, પણ તને આટલુ બધુ ભણાવ્યો કોણે? તે કહે ” સુડા બોલ્યો કે—“એક વિદ્યાધરે મને પોતાની પાસે પ્રાણની જેવા વહાલથી રાખ્યો હતો. તે મને સોનાના પાજરામા રાખતો હતો અને નવી નવી હકિકત કહેતો હતો, તેમજ

નવું નવું શીખવતો હતો. આ બધું હું ત્યાં શીખ્યો છું. એક દિવસ તે વિદ્યાધર મને સાથે લઇને એક મુનિરાજને વાંદવા ગયો હતો. ત્યાં મુનિવંદનથી મારા પાપ નાશ પામ્યા. તેમનો ઉપદેશ મને બહુ મીઠો લાગ્યો. મુનિએ મને પાંજરામાં દીઠો, એટલે વિદ્યાધરને તિર્યંચ બંધનથી લાગતા દોષો સંબંધી ઉપદેશ આપ્યો. તે સાંભળી વિદ્યાધરે તરતજ મને છુટો કર્યો. આ પ્રમાણે તે મુનિરાજનો મારાપર પરમ ઉપકાર થયો. ત્યાંથી વનેવન ભમતો હું અહીં આવી ચડ્યો. આ વૃક્ષ સુંદર દેખીને હું તેના પર બેઠો. ત્યાં તને શોકનિમગ્ન જોઇ. તેથી મેં શોકનું કારણ પૂછ્યું અને મારી તમામ હકિકત કહી બતાવી. હવે તું તારી ચિંતાનું કારણ કહે, હું ખોટો દિલાસો આપીશ નહીં. મારાથી બનશે તો હું તારી ચિંતા મટાડીશ."

આ પ્રમાણેની સુડાની હકિકત સાંભળીને વીરમતીએ જાણ્યું કે—'સુડો પ્રવિણ જણાય છે, માટે તેની પાસે દુઃખની વાત કરવામાં અડચણ નથી.' પછી તેણે પોતાને પુત્ર ન હોવા સંબંધી ચિંતા તેની પાસે પ્રગટ કરી અને કહ્યું કે—"હે પોપટભાઇ ! જો તું કોઇ પણ મંત્ર, યંત્ર કે જડીબુટ્ટી જાણતો હોય તો તેનો આ વખત ઉપયોગ કર. ખરે વખતે જો તે કામ નહીં આવે તો પછી ક્યારે આવશે ? વળી તું થોડું કહેવાથી વધારે સમજી શકે તેવો છો; તેથી તને વધારે કહેવાની જરૂર નથી. તું મને પ્રાણથી પણ વહાલો છે. મેં તને આજથી મારો વીર કરીને માન્યો છે. તું મોટો સાહસિક જણાય છે. મારી ચિંતા જો તું મટાડશે તો હું તને

મારો નવલખો હાર પહેરાવીશ, ઉત્તમ ઉત્તમ ભોજન ખવરાવીશ અને ઘણો ઉપકાર માનીશ માટે હવે હુ તારે ખોળે છુ મે ભોળે ભાવે મારી બધી વાત તને કહી દીધી છે, તો કોઈ રીતે મને પુત્ર આપીને માણુસની હારમા લાવ ”

સુડાએ તેની બધી હકિકત સાભળીને કહ્યુ કે—“ હે રાણી ! તમે વિખવાદ ન કરો હુ તો શુ કરી શકુ, પણ પ્રભુ તમારી આશા પૂર્ણ કરશે હુ તમને દિશા બતાવનારો થઈશ તમને હુ આજથી ધર્મની માતા માનુ છુ તમારે માટે હુ બનતો પ્રયાસ કરીશ; માટે તમે ચિંતા તજી દઈને શાતિને ધારણ કરો ” વીરમતીને તેના વચનોથી કાઈક નિવૃત્તિ થઈ પછી પાછુ સુડાએ કહ્યુ કે—“ હવે એક ઉપાય કહુ છુ તે સાભળો —આ વનની ઉત્તર દિશાએ ઋષભદેવ સ્વામીનુ મદિર છે ત્યા ચૈત્રી પુનમની રાત્રિએ નાટકના સરજામ સહિત ઘણી સુદર અપ્સરાઓ ઉત્સવ કરવા માટે આવે છે તેમા જે મુખ્ય અપ્સરા છે તે લીલા વસ્ત્રો પહેરે છે અને નીલરત્નના આભૂષણો ધારણ કરે છે તે વસ્ત્ર જો હાથ આવે તો ધારેલુ કાર્ય તેનાથી સિદ્ધ થશે તુ પૂછીશ કે આ વાતની તને શી ખબર ? તો સાભળ ! ગઈ ચૈત્રી પુનમે હુ વિદ્યાધરની સાથે એ મદિરે ઉત્સવ જોવા આવ્યો હતો, તેથી બધી વાત જાણુ છુ માટે આવતી ચૈત્રી પુનમની રાત્રિએ તમારે એકલા તે મદિર પાસે આવવુ અને મારી કહેલી વાત ધ્યાનમા રાખવી, તેમા ગફલત કરવી નહી. ”

આ પ્રમાણે કહી તે સુડો તરતજ આકાશમા ઉડી ગયો

વીરમતીને તેના વિરહથી આંખમાં આંસુ આવ્યાં. પછી આખો દિવસ રાજા વિગેરે ફાગ ખેલીને સંધ્યા સમયે શહેરમાં આવ્યા, તેની સાથે વીરમતી પણ પોતાના મહેલમાં આવી.

અનુક્રમે ચૈત્રી પુનમ આવી. વીરમતીને શુકનું વચન સાંભર્યું. દિવસ વ્યતિક્રમ્યો. રાત્રિ પડી. વીરમતીએ વેશ બદલ્યો અને વિશ્વાસુ દાસીને પોતાનો મહેલ ભળાવીને એકલી મહેલની તેમજ નગરની બહાર નીકળી. જુઓ સ્ત્રીનાં ચરિત્ર ને તેનાં પરાક્રમ ! આ જગત્માં સ્વાર્થ સૌને પરમ વલ્લભ છે. તેને માટે પ્રાણી અનેક પ્રકારનાં પ્રયત્નો કરે છે. પ્રાપ્તિ તો ઉદયભાવ પ્રમાણે થાય છે. પરંતુ ઉદ્યમ કરવામાં બાકી રાખતા નથી. વીરમતી રાજાની રાણી છતાં એકાકી નિર્ભયપણે ઉદ્યાન તરફ ચાલી. સોળ કળાએ પૂર્ણ ચંદ્રમા આકાશમાં ઝળકી રહ્યો હતો અને ચારે બાજુ ચાંદનીવડે વનરાજી શોભી રહી હતી. તેમાં ઉતાવળે ચાલતાં તેણે દૂરથી જિનમંદિર દીઠું. મસ્તકપર સુવર્ણનો કળશ અને પવનવડે ફરફરતી ધ્વજા દીઠી. વિરમતી તે જોઇને બહુ હર્ષ પામી. જિનમંદિર પાસે પહોંચી. તેના પગથીઆં ચડી શ્રી ઋષભ-પ્રભુને ભેટ્યા પછી અવિનયની ક્ષમા માગીને તે પ્રચ્છન્નપણે સંતાઇ રહી.

એટલામાં અપ્સરાઓનો સમુદાય આવ્યો. તેણે આદીશ્વર પ્રભુને નમસ્કાર કરીને પ્રથમ દ્રવ્યપૂજા કેશર ચંદનાદિક ઉત્તમ દ્રવ્યોવડે કરી. ત્યાર પછી ભાવપૂજાનો આરંભ કર્યો. અનેક પ્રકારનાં વાજીંત્રો સજ્જ કર્યા. તેના સ્વર સાથે સ્વર મેળ-

વીને ગીતગાન કરવા માંડયું અને અનેક પ્રકારે નૃત્ય કરી પ્રાપ્ત થયેલી કળાને સફળ કરી પછી જ્યારે તે બધી શ્રમિત થઈ ગઈ ત્યારે જિનમંદિરની બહાર નીકળી, પોતપોતાના વસ્ત્રો ઉતારી, નજીકની પુષ્કરણીમાં સ્નાન કરવા માટે ઉતરી તે અવસરે વીરમતી બરાબર અવસર જોઈને બહાર નીકળી અને પડેલા વસ્ત્રોમાંથી શુકના કહ્યા પ્રમાણે મુખ્ય અપ્સરાના નીલ વસ્ત્રો ઉપાડયા પાછી જિનમંદિરમાં પેઠી અને દ્વાર અંદરથી બંધ કર્યા ભગવંતનું શરણું લઈ અંદર સંતાઈ રહી અને પોતાના મનમાં હવે કાર્ય સિદ્ધ થયું એમ માનવા લાગી 'પ્રયત્ન પુરૂષાધીન છે, લાભ ભાગ્યાધીન છે '

અપ્સરાઓ વાવડીમાં અનેક પ્રકારની ક્રિડા કરવા સાથે સ્નાન કરી રહી એટલે બહાર નીકળી અને પોતપોતાના વસ્ત્રો ઓળખીને પહેરી લીધા મુખ્ય અપ્સરા પોતાના નીલ વસ્ત્ર શોધવા લાગી, પણ તે હાથ ન લાગવાથી તેણે પોતાની સખીઓને કહ્યું કે "કોઈએ હાસી કરીને મારા નીલવસ્ત્ર લીધા હોય તો મને પાછા આપો " ત્યારે સર્વે અપ્સરાઓ સોગન ખાઈને બોલી કે—" અમે કોઈએ આપનું વસ્ત્ર લીધું નથી વળી અમારાથી તમારી હાસી કરાય જ કેમ ? તમે અમારા સ્વામિની છો, તો તમારી સાથે એવું હાસું અમારાથી કેમ થાય ? માટે તમે અમારા ઉપર બીલકુલ શંકા રાખશો નહીં, પણ અમને એક શંકા પડે છે કે–આપણે સ્નાન કરવા ગયા ત્યારે

જિનમંદિરનાં દ્વાર ઉઘાડાં હતાં અને હમણાં બંધ છે તેથી આપના વસ્ત્ર લઈને કોઈ અંદર પેઠું હશે.”

આ વાત સૌના ધ્યાનમાં ઉતરી એટલે તે બધી દેરાસરના દ્વાર પાસે આવી અને મુખ્ય અપ્સરા બોલી કે—“ દ્વાર ઉઘાડો, અંદર કોણ છે ? જે હોય તે બહાર આવો. રાત થોડી રહી છે ને અમારે બહુ દૂર જવાનું છે. વળી અમારાં દેવતાનાં વસ્ત્રો મનુષ્યને કામ આવે તેમ નથી. તમે અમારૂં નાટક જોયું જણાય છે. માટે તેના પ્રતિકૂળ રૂપે તમે અમને વસ્ત્રનું દાન આપ્યું એમ માનશું, પણ હવે વાર ન લગાડો. કદિ તમારે કાંઇ કાર્ય કરવાનું હોય તો કહો, જે હશે તે કરી આપશું. અંદર સ્ત્રી હો કે પુરૂષ હો, જે હો તેને અમે વચન આપીએ છીએ. માટે હવે ખોટી ન કરો.” આવાં મુખ્ય અપ્સરાનાં વચનો સાંભળીને તરતજ વીરમતી દ્વાર ઉઘાડી બહાર નીકળી. તેને જોઇને તે એક સ્ત્રી હોવાથી અપ્સરાઓ આશ્ચર્ય પામી. વીરમતી બોલી કે “ તમારા વસ્ત્ર હું પછી પાછા આપું, પ્રથમ મારૂં કાર્ય સિદ્ધ કરી આપો.” મુખ્ય અપ્સરા બોલી કે—“ વસ્ત્ર ભલે પછી આપજે, તારૂં કાર્ય શું છે તે કહે.” વીરમતી બોલી કે—“ મારી શોકયને ચંદ્રકુમાર નામે પુત્ર છે, મારે પુત્ર નથી, માટે મને પુત્ર આપો. હું શુકના વચને અહીં આવી છું અને આપનાં વસ્ત્ર મેં લીધાં છે. અપરાધ થયો હોય તો ક્ષમા કરો. મારા હૃદયમાં જે વાત હતી તે મેં આપની પાસે પ્રકાશિત કરી દીધી છે.”

વીરમતીની આવી માગણી સાભળીને મુખ્યા અવધિ જ્ઞાનવડે જોઈને બોલી કે—"હે વીરમતી! તારા ભાગ્યમા પુત્ર નથી તેથી તને પુત્ર તો નહીં થાય, પણ હુ તને આકાશગામિની, શત્રુબળહરણી, વિવિધકાર્યકરણી, જળતરણી વિગેરે વિદ્યાઓ આપુ તે તુ સિદ્ધ કરજે તેથી રાજ્ય પણ તારૂ થશે, પ્રજા તારી થશે અને ચદ્રકુમાર પુત્ર પણ તારે આધીન થઇને રહેશે તુ એમ માનીશ જ નહીં કે આ પુત્ર બીજીનો છે–તારો જ છે એમ માનજે. પણ એક વાત ધ્યાનમા ગણજે કે તુ એ પુત્રને કિચિત્ પણ દુ ખ ન આપીશ તારો પુત્ર હોય એમ પાળજે, તો તેથી તને કાયમ સુખ પ્રાપ્ત થશે, પરતુ જો તેને દુ ખ આપીશ તો પરિણામ સારૂ નહીં આવે વીરમતીએ આ પ્રમાણેના વચનો સાભળીને તે અગીકાર કર્યા અને તેની પાસેથી તે વિદ્યાઓ ગ્રહણ કરી પછી વસ્ત્રો આપ્યા એટલે અપ્સરાઓ પણ પોતાના વસ્ત્ર પહેરી પોતાને સ્થાનકે ગઈ વીરમતી ઋષભપ્રભુને નમસ્કાર કરી વિદ્યાઓ ગ્રહણ કરીને ઘરે આવી આ વાતની રાજાને કે કોઈને ખબર પડી નહીં.

પછી વીરમતીએ તે સર્વ વિદ્યાઓ ક્રમે ક્રમે સાધવા માડી સર્વ વિદ્યાઓ સિદ્ધ થઇ એટલે તેના મનમાથી દુ ખ માત્ર નાશ પામ્યુ અને તે આનદથી રહેવા લાગી

---

## પ્રકરણ ૩ જું.

વીરમતી અનેક વિદ્યાઓ પામવાથી મદોન્મત્ત થઈ, નિર્ભય થઈ અને સર્પ જેમ પાંખોવાળો થાય અને સિંહ જેમ પાખરેલો થાય તેવી અન્યને ભયકારક થઈ પડી. તેણે મંત્રાદિક પ્રયોગવડે પોતાના પતિ વિગેરેને વશ કરી લીધા અને દેશપ્રદેશમાં ચોતરફ પ્રસિદ્ધિને પામી.

અહીં ચંદ્રકુમાર ઉમ્મરમાં વૃદ્ધિ પામ્યો, એટલે તેના પિતાએ તેને પંડિત પાસે મોકલ્યો. ત્યાં તે ભોગ સંબંધી, યોગ સંબંધી; તેમજ લક્ષણ, ગણિત, કાવ્ય, શબ્દ, રસ, છંદ ઇત્યાદિ સંબંધી અનેક કળાઓમાં નિપુણ થયો.

વીરસેન રાજાએ ગુણશેખર રાજાની પુત્રી ગુણાવળી કે જે રંભા જેવી રૂપવંત હતી, વળી જે નામ પ્રમાણે ગુણાવળી જ હતી તેની સાથે તેને પરણાવ્યો. તે નિરંતર નવાં નવાં આભરણો, નવાં નવાં વસ્ત્રો અને નવી નવી કામકળાઓવડે ગુણાવળી સાથે આનંદ કરવા લાગ્યો. અને તેની સગી માતા કરતાં વીરમતીનો પ્રેમ તેના પર વિશેષ દેખાવા લાગ્યો.

એકદા વીરસેન રાજા એકાંતમાં પોતાની રાણી ચંદ્રાવતી પાસે પોતાના કેશ જોવરાવવા બેઠો. ચંદ્રાવતી પણ સુવર્ણમય કાંચકીવડે કેશ ઓળવા લાગી અને સુગંધી તેલ નાખવા લાગી, તે વખતે રાણીની આંગળીઓનો ને કેશનો સંબંધ કસોટીને કંચન રેખા જેવો જણાવા લાગ્યો. એવામાં રાજાના મસ્તકમાં એક પળી ( ધોળો વાળ ) તેના જોવામાં આવ્યો.

તે જોતા જ દિવસે જેમ ઠેરવિણી સંકોચાય, તેમ તેનુ મુખ મ કોચાયુ તેના મુખપર ગ્લાની આવી ગઈ

ચંદ્રાવતીએ રાજાને કહ્યું કે—"હે સ્વામી! દૂત પ્રગટ થયો બીજા શત્રુઓ તમારાથી વાર્યા રહ્યા, પણ આ એક શત્રુ તમારાથી ડર્યો નહીં, તમારો ભય અવગણીને તે ધૂર્ત પ્રગટ થયો" રાજા ચંદ્રાવતીના આવા વચન સાંભળીને ચોતરફ જોવા લાગ્યો, પણ કોઈ માણસ તેની દ્રષ્ટિએ પડ્યુ નહીં, એટલે તેણે રાણીને કહ્યુ કે "એવો દૂત કોણ છે કે જે મારી આજ્ઞાનુ ઉલ્લંઘન કરીને અહીં અંતઃપુરમા પ્રવેશ કરે તુ મને બતાવ એટલે હુ તેને સખ્ત સજા કરૂં' રાણી બોલી કે "હે નૃપતિ! આપ આકુળ વ્યાકુળ કેમ થાઓ છો? બીજો દૂત તો અહીં કોણ પ્રવેશ કરી શકે? આ તો તમારા મસ્તક પર ધોળો પળી આવ્યો છે તે જરાનો દૂત છે હુ તેના આવ્યાની વાત કહુ છુ" રાણીના આ વચનથી રાજાનો ક્રોધ એકદમ શમી ગયો તે મનમા વિચારવા લાગ્યો કે—"અહો! આવા સુંદર દેહમા પણ જરા આવી! શિવે કામદેવને બાળ્યો કહેવાય છે, પણ તેણે જરાને કેમ ન બાળી? જો બાળી હોત તો આવો શોચ કરવાનુ કારણ રહેત નહીં ધોબીની સ્રીની જેમ આ જરા વાળને કાળાના ધોળા કરી નાખે છે હવે હે ચેતન! તું ચેત! તારે ચેતવાનો સમય છે કેમકે આ જરા બાહ્ય પ્રકાશ (ઉજ્વળતા) કરે છે તો તુ અંતરમા પ્રકાશ [ઉજ્વળતા] કેમ કરતો નથી? આ રાજ્ય તો અંતે નરકને આપવાવાળુ જ છે, એમા જરા પણ સંદેહ નથી તો તું તેમા કેમ મુઝાય છે?

અરે આત્મા ! તું આ જરાનો ઉપકાર માન કે તે તને પરમાત્માના ગુણનો અંશ પ્રગટ કરવામાં સહાયક થઈ છે. તે કાગડાને પણ હંસ બનાવે છે. એની આજ્ઞા અખંડ પ્રવર્તે છે. જે એની આજ્ઞાને વશ થતા નથી અને રસનેંદ્રીને વશ થઈ સંસારમાંજ પડ્યા રહે છે તેને એ સખ્ત શિક્ષા કરે છે. એટલે કે રસનાના મિત્ર દાંતોને દંડવડે પાડી નાંખે છે. આ પળી જરાદેવીનું અપ્રતિમ ખડ્ગ છે. તે કામસુભટને હણી નાખે છે. માટે હવે આ સ્ત્રીયાદિકને તજીને ચારિત્ર અંગીકાર કરવું તેજ મને યોગ્ય છે."

આ પ્રમાણે દૃઢ વિચાર કરી તેણે ચંદ્રાવતીને કહ્યું કે—"હું હવે આ રાજ્યભાર તજી દઈને સંયમભાર અંગીકાર કરીશ. સાંસારિક ભોગ ભોગવતાં તૃપ્તિ નહોતી થતી, પણ અત્યારે તો મને તૃપ્તિનો ઓડકાર આવે છે. હવે હું તેને ભોગવવા ઇચ્છતો નથી." ચંદ્રાવતીએ એકાએક આવાં વચનો સાંભળી વિષયોત્પાદક વાણીવડે અનેક પ્રકારે રાજાને ભોળવવાનો પ્રયત્ન કર્યો, પણ તે કોઇ રીતે ભોળવાણો નહીં. એટલે તે વાત તેણે વીરમતીને કહી, પછી બંનેએ મળીને ઘણી રીતે રાજાને સમજાવ્યા પણ તેણે તેનું કાંઈ પણ માન્યું નહીં. છેવટે રાજાનો દૃઢ આગ્રહ જણાવાથી હળુકર્મી ચંદ્રાવતીએ કહ્યું કે—"હે સ્વામી ! જો આપ ચારિત્ર ગ્રહણ કરશો તો હું પણ આપની સાથેજ ચારિત્ર લઇશ." રાજાએ તેમ કરવાની તેને અનુજ્ઞા આપી.

પછી ચંદ્રકુમારને ઓરમાન માતા વીરમતીને સોંપીને

વીરસેન રાજા અને ચંદ્રાવતી રાણીએ ચારિત્ર અંગીકાર કર્યું રાજ્ય તરફથી મહાન્ ઉત્સવ કરવામાં આવ્યો ચંદ્રકુમારને રાજારાણીએ ચારિત્ર લેતી વખતે ઘણી ઉત્તમ શિખામણો આપી અને તેને રાજ્ય ગાદી બેસાર્યો.

વીરસેન રાજર્ષિ ને ચંદ્રાવતી સાધ્વી નિરતિચાર ચારિત્ર પાળી શ્રી મુનિસુવ્રત સ્વામીને વારે કેવળજ્ઞાન પામી સિદ્ધિ સુખના ભાજન થયા

---

## પ્રકરણ ૪ થું.

વીરસેન ને ચંદ્રાવતી દીક્ષા લઈ રાજ્ય તજી ગયા. ચંદ્રકુમાર રાજગાદીએ બેઠો, વીરમતી તદ્દન નીર્ભિક થઈ એકદા તેણે ચંદ્રકુમારને બોલાવીને એકાંતે કહ્યુ કે-"હે પુત્ર! તું નાનો છે ને તારા માતા પિતા તને તજી ગયા છે, તેની તું લેશમાત્ર ચિંતા કરીશ નહીં હું તારે માથે છત્ર જેવી છુ, ત્યાં સુધી તારે ચિંતા કરવાનું કંઈ કારણ જ નથી મારી એવી અદ્ભુત શક્તિ છે કે જો તું કહે તો ઇંદ્રનું ઇંદ્રાસન તારે સ્વાધીન કરી આપું! કહે તો સુર્યના રથને જોડેલા રેવત અશ્વ લાવીને તારી પાયગામાં બાંધુ! કહે તો કુબેર ભંડારની તમામ ઋદ્ધિ લાવીને તારો ભંડાર ભરી દઉં! કહે તો આખો કંચનગિરિ લઈ આવીને તારા વજ્રમાં મુકી દઉં! કહે તો દેવ કન્યા લાવીને તને પરણાવું! એમાં તું બીલકુલ ખોટુ માનીશ નહીં. તું જે કહે તે કરી આપવાને હું સમર્થ છું,

પણ તારે યૌવનાવસ્થાના મદમાં આવી જઈને ભૂલે ચૂકે મારી આજ્ઞા લોપવી નહિ. કેમકે હું રાચું તો રસવલ્લી જેવી છું અને જો વિરચું–દ્વેષી થાઉં તો વિષવલ્લી જેવી છું. એ વાત તું ધ્યાનમાં રાખજે. મારા કહ્યા વિના કોઈ કામ કરીશ નહીં અને જો આરામ ઈચ્છે તો મારૂં છિદ્ર જોઈશ નહીં."

આ પ્રમાણેનાં અપરમાતાનાં વચનો સાંભળીને વિચક્ષણ ચંદ્રકુમાર હાથ જોડીને બોલ્યો–"હે વિમાતા ! જો મારે માથે જાત છે તો હું કોઇ દિવસે તમારૂં વચન લોપીશ નહીં. મારે તો પિતા પણ તમે છો, માતા તમે છો, ઈશ્વરરૂપ તમે છો, અન્નદાતા તમે છો, મારા રાજા પણ તમે જ છો, હું તો શેર બાજરીનો ધણી છું. આ બધું તમારૂં છે, મારે તો તમારી કૃપા હોય તો બધું છે; હું બીજું કાંઈ ઈચ્છતોજ નથી." ચંદ્રકુમારનાં આવાં વચનો સાંભળીને વીરમતી બહુ ખુશી થઈ. તેણે કહ્યું કે—"હે પુત્ર ! તું આનંદથી રાજરમણી ભોગવ, કલ્લોલ કર, તારી ફીકર મારે માથે છે. તારૂં ક્રોડ ક્રોડ કલ્યાણ થાઓ ! એવી હું આશીષ આપું છું" આ પ્રમાણે કહીને તેણે ચંદ્રકુમારને રજા આપી.

હવે ચંદ્રકુમાર આનંદથી રાજ્ય ભોગવે છે. ગુણોવડે ગંગા નદી જેવી નિર્મળ ગુણવાળી રાણી મળવાથી ચતુર હંસ જેવો તે તેની સાથે સંસારના સુખનો અનુભવ કરે છે. કામકળામાં કુશળ ચંદ્રાવતી દોગંદુક સુરના સુખનો અનુભવ કરાવે છે. પૂર્વે પુણ્ય કર્યાનાં આ બધાં ફળ છે. દંપતીને પાણી ને દૂધની જેવી પ્રીતિ જામી ગઇ છે. મણિ ને સુવર્ણની

જેવી જુગતિ જોડી મળી છે સર્વત્ર ચદરાજાનો યશ પણ વિસ્તાર પામ્યો છે, કારણ કે રાજ્યનુ પ્રતિપાલન કરતા પ્રજાને પ્રસન્ન કરવામા એ પૂરો પ્રવિણ છે

અહીં અગ્યારમી ઢાળના દુહામા કવિએ ચદરાજાના દરબારમા સમકાળે છએ ઋતુ વર્તી રહી છે તેની ઘટના કરી છે તે આ પ્રમાણે–

લઘુવયથી કામદેવ જેવા રૂપવત ચદરાજા ઉદયાચળપર સૂર્ય શોભે તેમ રાજ્યસિહાસનપર બેઠો છતો શોભે છે તેની આગળ શ્યામ શરીરવાળા હોવાથી મેઘની ઘટા જેવા, મદ જળ નીકળતુ હોવાથી જળને વરસતા અને વીજળીની જેમ ઉજ્વળ દાતો જેના ઝળકી રહ્યા છે એવા હાથીઓ ઝુલી રહેલા હોવાથી અને શબ્દ કરવા વડે મેઘની ગર્જનાનુ ભાન કરાવતા હોવાથી ત્યા પ્રત્યક્ષ પાઉસ (વર્ષા) ઋતુ જણાતી હતી

નાસિકામાથી નીકળતા જળવડે કેશરની પચરકીનુ ભાન કરાવનારા અને મોઢામાથી નીકળતા ફીણવડે અબીલનુ ભાન કરાવનારા અશ્વો ત્યા આનદથી ખેલતા હતા-તેથી પ્રત્યક્ષ વસત ઋતુ જણાતી હતી

ચદરાજારૂપ મૃગાક (ચદ્ર) ના મુખમાથી વાણીરૂપી સુધા નીકળતી હતી તેનુ પ્રજા કર્ણરૂપ છીપવડે પાન કરતી હતી અને તેથી અભિનવ મુક્તાફળો નીપજતા હતા તે શરદ ઋતુનુ ભાન કરાવતા હતા

નિરતર નવા નવા ભેટણા આવતા હતા, તે જાણે મોઢા

જાણનારા બીજી અનેક બાબતો પ્રકાશિત કરે છે. ગ્રહના ને નક્ષત્રાદિના વિચારને જાણનારા વિદ્વાનો અનેક પ્રકારની ભવિષ્ય વાતને પ્રગટ કરે છે. પીંગળપાઠી અનેક પ્રકારના રૂપક, ગીત, છંદ, પદ, દુહા વિગેરે કહીને ચંદરાજાને પ્રસન્ન કરે છે. ચંદ રાજા પણ એ સર્વને યથોચિત દાન આપી નિરંતર દાનેશ્વરી ગુણને પ્રદર્શિત કરે છે.

આવી ચંદરાજાની સભાને જોઈને ચંદ્ર સૂર્ય પણ ચકિત થયા થકા ઘડીભર સ્થિર થઈ જાય છે. ઈંદ્રસભાની જાણે બહેન હોય તેવી ચંદરાજાની સભા શોભે છે અને તેની અંદર નક્ષત્રગણમાં ચંદ્ર શોભે તેમ ચંદરાજા શોભે છે. તે સાથે ઈંદ્રની પાસે જેમ બૃહસ્પતિ મંત્રી શોભે તેમ ચંદરાજાની પાસે અનેક સચિવો બુદ્ધિના વિલાસને પ્રગટ કરતા સતા શોભી રહ્યા છે.

એકદા ગુણાવળી રાણી ભોજનવડે પતિને સંતોષ પમાડી (જમાડી) પોતે પણ ભોજનવડે તૃપ્ત થઈ પોતાના મહેલના ગોખમા આવીને બેઠી. તે વખતે તેની પાસે અનેક દાસીઓ આવી ઉભી રહી. તેમાં કોઈ દાસી પવન નાખે છે, કોઈ મુખ વાસ આપ છે, કોઈ અમૃત જેવું જળ ભરી જળપાત્ર લઈને ઉભી છે, કોઇ વિલેપનનું પાત્ર લઈને ઉભી છે, કોઇ કુંકુમ છાંટે છે, કોઇ આગળ દર્પણ લઈને ઉભી છે, કોઈ હાંસી કરીને હસાવે છે, કોઇ પાંચવર્ણની પુષ્પોની માળા બનાવીને તેના કંઠમાં પહેરાવે છે. તે વખતે જાણે કામદેવનો બગીચો ત્યાં પ્રફુલ્લિત થયેલો હોય તેમ જણાય છે. સૂર્ય પણ તે વખતે

તેને જોવા માટે ઘડીભર સ્થિર થઈ ગયો, પરંતુ તેના તેજથી ચંદ્રથી કુમુદની જેમ ગુણાવળી મ્લાન થવાને બદલે ઉલટી વધારે પ્રફુલ્લિત થઇ આ પ્રમાણે આનંદવર્તી રહ્યો છે, તેવામા દૂરથી વીરમતીને ત્યા આવતી દાસીઓએ દીઠી વીર મતીને આવતી જોઈને દાસીઓ ગુણાવળી પ્રત્યે બોલી કે— "હે બાઇ ! ઉઠો, ઉભા થાઓ ને સાસુજી અહીં પધારે છે તેનો વિનય કરો, વહુ કાઈ અમન્તુ થવાતુ નથી તમારો હુકમ અમારી ઉપર છે પણ તમારી ઉપર એનો હુકમ છે કેમકે તમારા પતિ તેના કહેવા પ્રમાણેજ ચાલે છે" આ પ્રમાણેના દાસીઓના વચનો સાભળી ગુણાવળી વસ્ત્રાલંકારથી વિભૂષિત થઈ એકદમ ઉઠી અને વીરમતીની સામે જઇ તેને પગે પડી અને બોલી કે—"હે સાસુજી ! આજે તમે મને કૃતાર્થ કરી આજ ધન્ય ઘડી ધન્ય વેળા કે આપ અહીં પધાર્યા તમે આજે મને મેરૂ કરતા પણ મોટી બનાવી દીધી મારે તો આજે આગણામા કલ્પવલ્લી પ્રગટી વધારે શુ કહું ? આ પ્રમાણેના ગુણાવળીના નિષ્કપટ વચનો સાભળીને વીરમતી બહુ હર્ષિત થઈ તેણે ગુણાવળીને આશીષ દીધી કે "જ્યા સુધી ધ્રુવનો તારો અચળ છે ત્યાંસુધી તારૂ સૌભાગ્ય અવિચળ રહેજો" પછી ગુણાવળીએ તેમને આસન ઉપર બેસારી અને પોતે હાથ જોડીને સામે બેઠી તેના વિનયથી પ્રસન્ન થઈને વીરમતી બોલી કે—"હે વહુ ! તુ ખરેખરી નામ પ્રમાણે ગુણાવળીજ છો, વળી કુળવતી છે, વિનયવાન છો, તો તારા મુખમાથી આવા મિષ્ટ વચનો નીકળે તેમાં

કાંઇ આશ્ચર્ય નથી. ચંદ્રથી અમૃત વરસે, કમળમાંથી સુગંધ પ્રસરે, ઈક્ષુથી મધુર રસ નીકળે અને ચંદન શીતળતા અર્પે તેમાં આશ્ચર્ય જેવું કંઇજ નથી. હે વહુ ! તું ક્રોડ વર્ષ જીવજે. તું મને પ્રાણ કરતાં પણ વહાલી લાગે છે. તારે જે જોઇએ તે તું મારી પાસેથી માગી લેજે, કોઇ વાતમાં આંચકો ખાઈશ નહીં. વળી જો મારો પુત્ર તને દુહવે તો મને કહેજે, હું તેને ઓળંભો આપીશ. મારે તું ને ચંદ બંને સરખા છો —બે નેત્ર જેવા છો. સાસુ વહુ ઉપર હેત રાખે તેમાં કાંઇ નવાઇ નથી. મેં તને પુત્રીસમાન જ ગણીછે. મને ખાત્રી થઇ છે કે તું મારૂં વચન કોઇ દિવસ લોપીશ નહીં. જો તું મારી પાછળ—મારી ચાલે ચાલીશ, મહારૂં કહેણુ કરીશ તો આ બધી વિદ્યા વિગેરે જે મારી પાસે છે તે બધું તારૂં જ સમજજે.” આ પ્રમાણે તેણે ગુણાવળીને અનેક વાકયરચનાવડે પોરસ ચડાવ્યો.

ગુણાવળી તદ્દન ભોળી હોવાથી સાસુની આવી લટપટમાં કાંઇ સમજી શકી નહી. તે તો તેના વચનોને પૂરેપૂરાં સત્યજ માનવા લાગી. દાસીઓ તો સાસુવહુને વાત કરતા જોઇને પોતપોતાને કામે વળગી એટલે એકાંત મળવાથી વીરમતીએ ગુણાવળીને કહ્યું કે—“ હે વહુ ! તું રાજપુત્રી છો અને મારો પુત્ર તારો સ્વામી છે, તેથી તું તારા મનમાં તારો સંસાર સફળ થયેલો ગણતી હઈશ અને મનમાં એમ માનતી હઈશ કે હું રૂડી છું, પણ હું તો તારા અવતારને લેખે જ ગણતી નથી.” સાસુજીનાં આવાં વચનો સાંભળીને ગુણાવળી બોલી કે—“ સાસુજી ! આપ વગર ગુન્હે મને શા માટે કચ-

ચાવો છો ? મારે શુ બાકી છે ? હાથી, ઘોડા, રથ, કચન, રત્ન અને પટકુળાદિ સર્વ વસ્તુ મનમાનતી મળેલી છે, પરિવાર પણ બધો અનુકૂળ છે, વળી તમારી જેવા સાસુ મળ્યા છે, તો મારો અવતાર લેખેજ છે મારી જેવી સુખી બીજી કોણ સ્ત્રી છે ? " વીરમતી તેનો હાથ પકડીને બોલી કે—"હે વહુ ! તુ બીલકુલ ભોળી જણાય છે, તુ મે કહી તે વાતનો મર્મ કાઇ સમજી નહીં હોઠના ફરકવાથી સમજી જાય એવા પ્રાણીઓ આ સસારમા વિરલ હોય છે આ જગતમા જાણ પણુ જ દોહિલુ છે બાકી દ્રવ્ય તો મૂર્ખને પણ મળે છે ણુ આ જગતમા રૂપથી કોઇ હરખાતુ નથી, ગુણ જુએ છે તો તેનાથી હરખે છે આવળના ફુલ પણ રગમા તો મજાના હોય છે, પણ સુગધ વિનાના હોવાથી કોઈ હાથમા પણ લેતુ નથી તુ રેશમી ચીનાઇ વસ્ત્રો પહેરી ઓઢી જાણે છે, બાકી તારામા સમજણ તો એક દાણા જેટલી પણ જણાતી નથી. એક દિશાએ ચાર વેદ અને એક દિશાએ ચતુરાઈ એ બને સરખા છે, પણ તેનો ભેદ ભેદુ જ જાણી શકે છે તુ જાણતી હઇશ કે હુ ડાહી છુ, પણ હુ તો તને પશુ જેવી જાણુ છુ મે તો એક વચનથીજ તારી પરીક્ષા કરી લીધી છે "

ગુણાવળી સાસુના આવા વચનો સાભળી બોલી કે—"આપે મને એવી તદ્દન અજ્ઞાન શી રીતે જાણી ? હુ તો માગ મનમા જાણુ છુ કે હુ ડાહી છુ વધારે મારા વખાણ મારે મોઢે શુ કરૂ ? મારે તમારા પુત્ર જેવો મનનો માન્યો ભર્ત્તાર છે કે જેના સમાન બીજો કોઇ પુરૂષ છેજ નહીં એવા પતિની

પ્રાપ્તિથી હું તો પૂરેપૂરી ભાગ્યશાળી છું, તે છતાં તમે મારા અવતારની અવગણના કેમ કરો છો" વીરમતી કહે કે—"સાંભળ! તું એટલી બધી મનમાં શેની મલકાય છે. તારો પતિ ચંદ તે શા લેખામાં છે? જો તું બીજા પુરૂષોને દેખે તો તને તેની ખબર પડે, પણ કુવાનો દેડકો સમુદ્રની લહેરને શું જાણે? રતિના રૂપની કુબ્જાને શી ખબર પડે? જેણે નાળીયેર દીઠાંજ ન હોય તેને કોઠીંબડાં પણ મીઠાં લાગે. નગરના લોકોની સાહેબીની જંગલી માણસને શી ખબર પડે? જેણે કાંબળીજ ઓઢી હોય તેને શાલ દુશાલાનો સ્વાદ કેમ સમજાય? જેણે વહાણ દીઠાં ન હોય તેને તો તરવાનું તુંબડુંજ સારૂં લાગે. ઘાંચીના બળદને દુનીઆની ખબર ન પડે. હે વહુ! તું તો માંચીના માકડ જેવી છું, પણ એકેક પુરૂષો રૂપે કરીને એવા સુંદર હોય છે, કે જાણે અભિનવ કામદેવજ હોય નહીં."

સાસુજીનાં આવાં વચન સાંભળીને ગુણાવળી બોલી કે—"હે પૂજ્ય સાસુજી! તમે એવું ન બોલો, તમારા પુત્ર સમાન અનેક હોય નહીં, તમારા કુળદીપક ચંદ સમાન ચંદ્ર તો એકજ હોય, તારા ઘણા હોય. સિંહણ તો એક પુત્રને જ પ્રસવે; શિયાળ ઘણા હોય. કસ્તુરીઆ મૃગ તો કોઇક જ હોય, બાકી સામાન્ય મૃગો તો ઘણાંએ હોય. માટે ક્યાં તમારો પુત્ર ચંદ ને ક્યાં બીજા પુરૂષો! અનેક રાજાઓ પણ તમારા પુત્રના તો નખ સમાનજ છે. જ્યાં હાથી તોળાય ત્યાં ખર તો સંગમાં (સાંધણમાં) જાય. જ્યાં કલ્પવૃક્ષ હોય ત્યાં પછી કેરડો

તે ઝાડમાં લેખાય ? મને તો તમારો પુત્ર ભર્તાર તરીકે મળ્યો ત્યારથી મારો તો લાખેણો અવતાર છે મારા ભાગ્યમાં આવ્યો તે મારે ભગવાન જેવો છે, 'જે ભાણામાં આવ્યું તે પકવાન' એમ જગતની પણ કહેવત છે "

વીરમતી બોલી કે—" હે વહુ ! તું કહે છે તે ખરૂં છે મારો પુત્ર સુજાત છે, પણ 'બહુરત્ના વસુંધરા' હોવાથી તેનાથી અધિક પણ અનેક છે જો તે દેશવિદેશ જોયા હોય તો તેની તને ખબર પડે તે તો માત્ર આભાપુરી જોઇ છે, એટલે તને બીજી નગરીઓની શી ખબર પડે ? તને રમ્ય-અરમ્યની શી ખબર પડે ? એટલા માટેજ હું તારો અવતાર અલેખે ગણું છું એમાં રીસ કરવા જેવું કાંઇ નથી જો આવે વખતે મારા જેવી વિદ્યાવાળી સાસુ મળ્યે છતે તું દેશવિદેશ નહીં જુએ તો પછી ક્યારે જોઇશ ? તું હજી મારી પાસે સંકોચ રાખે છે, પણ તે બીલકુલ ઠાનુકો જોયા નથી મને તો એજ વિચાર થયા કરે છે કે તારો અવતાર વનવગડાના ફુલની જેમ નકામો જાય છે નવનવા દેશાચાર જોયા વિના તને મનુષ્ય અવતારના સહજ નિષ્કપટપણાની શી ખબર પડે નવા નવા તીર્થો, નવા નવા પર્વતો, નવા નવા નગરો, નવા નવા ફૂટો, નવી નવી રૂપવધુઓ, નવા નવા વિનોદો, નવા નવા ગીતગાન, નવા નવા નાટકો અને નવા નવા ચરિત્રો જે અહર્નિશ જુએ છે તેનેજ ધન્ય છે તેવા પુત્રો તો કોઇ બીજી માતાઓએજ જણી છે. આ દુનિયામાં અશ્વમુખા, હયકર્ણા, અકર્ણા, એકચરણા,

ગુઢદંતા, શુદ્ધદંતા એવા અનેક તરેહના મનુષ્યો થાય છે, પણ તેને દીઠા વિના તને બાપડીને શી ખબર પડે ? તું તો ખાઇ પી લુગડાં ઘરેણાં પહેરી પેટ પંપાળતી બેશી રહે, તું કંઈ સ્ત્રીજાતિની હારમાં નથી; કેમકે સ્ત્રીજાતિમાં તો ચતુરાઇ હોય છે. એ ચતુરાઈનો પેંડો ન્યારોજ છે. શાસ્ત્રમાં ચતુરાઇના મુળ **પાંચ** કહ્યા છે, તેમાં દેશાટનને અગ્રસ્થાન આપેલું છે. તારાથી તો પંખીઓ પણ ભાગ્યશાળી છે કે જે આકાશમાં ઉડી નવાં નવાં કૌતુકો જોઇ શકે છે. તું તો રાંકના હાથમાં ગોળ આવ્યો હોય તેને અમૃત માની લેય એમ એક ચંદ મળ્યો છે, એટલે બીજું કાંઈ સમજતી નથી. સ્નેહની ને નિઃસ્નેહની ઘરે બેઠાં તને શી ખબર પડે ! રે ભુંડી ! જે પરદેશમાં ફરેલ હોય તેજ બધું સમજે, તે કોઇનાથી ભોળવાય નહીં, બાકી ઘરશૂરા ને **મઠપંડિતા**[1] તો જગતમાં ઘણા હોય છે; પણ જે પરભૂમિમાં આદર પામે તેજ ખરા શૂરવીર ને ખરા પંડિત ગણાય છે. પામ્યાનું ફળ એ કે કોઈને દઈએ અને જીવિતનું ફળ એ કે વિદેશમાં ફરીને કૌતુક જોઈએ. પણ તારાથી એ કાંઈ બને તેમ લાગતું નથી, તું તો મનુષ્યભવ હારીજ જવાની છે. ”

સાસુનું આવું અસરકારક ભાષણ સાંભળીને ગુણાવળી તેમાં લેવાણી, પણ તેને એ વાત બહુ મુશ્કેલ લાગવાથી તે બોલી કે—“ સાસુજી ! આપ કહો છો તે બધું સાચું છે, પણ

૧ પોતાના મઠમાં–મકાનમાં બેઠા બેઠા પોતાની પંડિતાઇ બતાવ્યા કરે તે.

આપણાથી પરદેશ જોવા શી રીતે જવાય ? એ તો જે નિર કુશ હોય, સ્વેચ્છાચારી હોય, તે મનની મોજે કૌતુક જોવા માટે જ્યા ત્યા જઇ આવી શકે હુ તો રાજાની પટરાણી, મારાથી મહેલની બહાર પગ પણ ન દેવાય, તો એ વાત તો શી રીતેજ બને ? બાઇજી ! તમારા કહેવાથી મને જોવાની તો ઘણી ઈચ્છા થાય છે, પણ મોરને નાચીને પગ સામુ જોવાનુ છે જો અણુશિખેલુ કરવા જઇએ તો ઉલટા કષ્ટમા આવી પડીએ વળી હુ અબળા, મારા પ્રીતમથી એક ક્ષણ દૂર નહીં રહેનારી તે તેની સાથે કપટ કેમ કરી શકુ ? કદિ કોઈ ન જાણે તો ચ દ્ર સૂર્ય તો તેના સાક્ષી છે એમ કરતા કદિ સ્વામી જાણી જાય ને કપટ ઉઘાડુ પડે તો તે વખતે દેશ પરદેશ આડાં ન આવે, માટે સ્ત્રીએ સ્વામી વિના પરદેશ નજ જવાય એમ હુ તો ધારૂ છુ પખી, પુરૂષ ને પવન એ ત્રણે સ્વત ત્ર છે તેથી તે ગમે ત્યા જાય ”

ગુણાવળીની આવી દલીલ સાભળીને વીરમતી સમજી ગઇ કે આ અરધી તો કબજે આવી છે, તેના મનમાં કૌતુક જોવાની ઈચ્છા તો જાગી છે માત્ર સ્વામીનો ભય તેને આડો આવે છે તો વિવિધ પ્રયત્ને સમજાવીને તે ભય કાઢી નાખુ એટલે તે મારે વશ થઇ જશે

---

## પ્રકરણ ૫ મું.

હવે વીરમતી ગુણાવળીને અરધી કબજે આવેલી જાણીને કહેવા લાગી કે—" અરે ભોળી ! સ્ત્રી જે કામ કરી શકે તે પુરૂષ પણ ન કરી શકે. હરિ, હર ને ઈંદ્રને પણ સ્ત્રીએ ભોળવ્યા અને પોતાને વશ કર્યા, મોટા મોટા મુનિવરને ચળાવ્યા, એટલે કે સ્ત્રી ચરિત્રનો પાર કોઈ પામી શકયું નથી. આ જગતમાં જેને સ્ત્રીએ ભોળવ્યા નથી એવા પુરૂષો જ કોઈ વિરલ હોય છે. સ્ત્રી ધારે તો મોટા વિષમ પર્વતપર ચઢી જાય, સર્પને વશ કરે, મોટી નદીઓ તરી જાય અને ભયંકર સિંહથી પણ ન ડરે, કોઈથી ન ખેલાય એવા ખેલ સ્ત્રી ખેલે. સ્ત્રી જો પ્રસન્ન થાય તો કલ્પલતા જેવી છે ને જો ગુસ્સે થાય તો વિષલતા જેવી છે. જે સ્ત્રી પોતાના પતિથી બીહે છે તેનો તો જન્મજ અકૃતાર્થ છે. સ્ત્રીને કોઇ ચરિત્ર શીખવતું નથી, એની મેળે જ તેનામાં એવી શક્તિ ઉદ્ભવે છે. મોરના ઈંડાંને ચિતરવા કોણ જાય છે ? સિંહને હાથીના કુંભસ્થળ ભેદતાં કોણ શિખવે છે ? એ તો એનો જાતિસ્વભાવ જ છે. માટે તું ચંદકુમારનો ભય બીલકુલ રાખીશ નહિ. આપણે ગગનગામિની વિદ્યાથી રાત્રીએ આકાશમાર્ગે કૌતુક જોવા જશું ને રાત્રે આનંદ કરી પ્રભાત થયા અગાઉ પાછા આવતા રહેશું. એની તેને ખબરજ પડશે નહીં અને કદિ ખબર પડશે તો તેથી કાંઇ ડરી જવાનું નથી. એમ મચ્છરના ઉપદ્રવથી કાંઇ ઘર છોડી જવાતું નથી, માટે તું બેફીકર રહેજે."

આ પ્રમાણેનાં સાસુનાં વચનથી ગુણાવળી ચિત્તમાં હર્ષ

## ગુણાવળી અને વીરમતી.



વીરમતી —"અરે ભોળી! સ્ત્રી જે કામ કરી શકે તે
પુરૂષ પણ ન કરી શકે"

(પૃષ્ઠ ૩૬)

પામી તે વિચારવા લાગી કે 'સાસુની સહાયથી આપણે નવા નવા કૌતુક જોશુ તેની પાસે વિદ્યાઓ ઘણી છે, તેથી મારા પતિ મારૂ નામ લઈ શકશે નહીં ' આ પ્રમાણે વિચારીને તેણે વિરમતીને કહ્યુ કે—" હે સાસુજી ! હુ તો તમારે ખોળે છુ તમે જે કહેશો તે મારે કબુલ છે તમે મને નવા નવા કૌતુકો દેખાડવા ઇચ્છો છો તો હુ તે જોવાને તત્પર છુ, પણ મારી લાજ તમારે હાથ છે હુ તમારાથી અળગી નથી-તમે મારા માથાના મુગટ છો ખુશીથી આજેજ કૌતુક દેખાડો, હુ તૈયાર છું, કેમકે નાચવા જવુ ને પછી ઘુમટો શો તાણવો ? પણ તમે કોઇ મ ત્રપ્રયોગથી મારા પતિને વશ કરજો કે જેથી મને કોઈ તરેહની અડચણ આવે નહીં, મારા પર તે ગુસ્સે થાય નહીં "

આ પ્રમાણે વહુને પોતાને વશ થયેલી જાણીને વીરમતી બોલી કે—' મારી પાસે અવસ્વાપિની વિદ્યા છે, તેથી તુ કહે તો આખા નગરને પથ્થર જેવા કરી નાખુ, તો પછી તારા પતિને વશ કરવો તેમા શી મોટી વાત છે ? હવે જો તારૂ મન કૌતુક જોવા તત્પર થયુ છે તો સાભળ—એક આશ્ચર્ય આજેજ જોવા જેવુ છે અહીંથી અઢારશે કોસ દૂર **વિમળાપુરી** નામે નગરી છે ત્યા **મકરધ્વજ** નામે રાજા છે તેણે ઘણા શત્રુને વશ કર્યા છે તે રાજાને **પ્રેમલાલચ્છી** નામે પુત્રી છે, તે એવી સુ દર શરીરવાળી છે કે જાણે વિધાતાએ તેને પોતાને હાથેજ ઘડી હોય એમ જણાય છે તે રાજપુત્રીને **સિ હલપુરના સિ હરથ** નામના રાજાનો પુત્ર

કુનકધ્વજ આજે રાત્રેજ પરણવાનો છે. તે લગ્નમહોત્સવ અને વરકન્યા બહુજ જોવા જેવાં છે. જો તું મારી સાથે આવે તો આજે તને એ કૌતુક દેખાડું." ગુણાવળી સાસુનાં આવાં વચન સાંભળીને બહુજ હોંશમાં આવી જઇને બોલી કે—"તમે ગુણના ધામ છો, તમારી જેવા સાસુ હું પૂર્વના પુન્યથીજ પામી છું; પણ તમે કહો છો તે કૌતુક શી રીતે જોવાય ? કોઇ દૈવી ઉપાય હોય તોજ જઇ શકાય. મનુષ્યથી ત્યાં જઇ શકાય નહીં." વીરમતી બોલી કે—"બહુ દૂર જાણીને તું કેમ કંપે છે ? મારી પાસે ગગનગામિની વિદ્યા છે. તેથી હું ધારૂં તો એક રાત્રિમાં લાખ જોજન જઇ આવું. આ તો મારે એક ડગલા જેવું છે." ગુણાવળી એ હકીકત સાંભળી ખુશી થઇ અને બોલી કે—"સાસુજી ! આ વિદ્યા તો બહુ મજાની છે. પણ આપણને જવાનો વખત શી રીતે મળશે ? જુઓ, અત્યારે રાજસભા ભરાણી છે, તેમાં રાજાજી ગયા છે, તે સભામાં સંધ્યાકાળ સુધી રહેશે. ત્યાર પછી સંધ્યાકૃત્ય કરી મારા સ્વામી એક પહોર રાત્રે મારા મહેલમાં આવશે. પછી એક પહોર હાસ્ય વિનોદમાં વ્યતિત થશે. ત્રીજે પહોરે રાજા સુઇ જશે. તે એક પહોર નિદ્રા લઇને પાછલે પહોરે જાગશે. એ રીતે મને એક ક્ષણ પણ તમારી સાથે આવવાનો અવકાશ નથી, એટલે હું શી રીતે તમારી સાથે આવી શકીશ ?" સાસુ બોલી કે—"એ વાતની તું ફીકર ન કર. તું મારી કળા જો. આજે તારા પતિ વહેલા તારે મહેલે આવશે. પછી તું યુકિત પ્રયુકિતથી તેને વહેલા પોઢાડીને મારી પાસે

આવજે " આ પ્રમાણે ગુણાવળીને સમજાવીને વીરમતી પોતાના મહેલે આવી

સાસુના ગયા પછી ગુણાવળી વિચારવા લાગી કે— " મારા સાસુજી તો મ્હોટા ગુણવાન્ દીસે છે, મારે તો ઘેર બેઠા યાત્રા મળી છે તેઓ વાતો તો મોટી મોટી કરી ગયા છે, પણ મને એનો વિશ્વાસ આવતો નથી પરતુ તેના કહેવા પ્રમાણે જો મારા પતિ આજે વહેલા આવે તો મને તેનો વિશ્વાસ બેસે "

હવે વીરમતીએ પોતાના મકાનમા જઈને તરતજ એક વિદ્યા સાધવા માડી, એટલે તેના વચને બધાયેલો દેવતા પ્રગટ થયો તેણે કહ્યુ કે—' મને શા માટે આરાધ્યો છે ? ' વીરમતી બોલી કે—' કોઈ કોઈને પણ વ્યર્થ બોલાવતુ નથી તમને બોલાવવાની મતલબ એ છે કે તમે કઈક એવો ફદ રચો કે જેથી મારો પુત્ર રાજસભામાથી દિવસ છતા વહેલો ઘરે આવે ' દેવ કહે કે—' એમા તે શી મોટી વાત છે ? અજલી જેટલા પાણીમા તે તરવાની શી જરૂર છે ? હુ હમ ણાજ તમારો પુત્ર ઘરે આવે એમ કરૂ છુ ' પછી તે દેવે દુર્જન મનુષ્યના હૃદય જેવી શ્યામ વાદળાની ઘટા આકાશમા રચી તે જોઈને મોર ટહુકા કરવા લાગ્યા અને કામદેવની કરવાળ જેવી વીજળી દશે દિશામા ચમકવા લાગી, આકા શમા ગર્જારવ થવા લાગ્યો, જળધારા પડવા લાગી અને શીતળ પવન ફુકાવા લાગ્યો આ પ્રમાણે ચોતરફ વરસાદ પસરી જવાથી સર્વત્ર અધારા જેવું થઈ ગયું, એટલે રાજા

સભા વિસર્જન કરીને ઘરે આવ્યો. દિવસ છતાં રાજાને આવેલા જોઈને ગુણાવળી વિસ્મય પામી અને તેને સાસુનાં વચન ઉપર પૂર્ણ વિશ્વાસ બેઠો.

પતિને આવેલા જોઈ ગુણાવળી બે હાથ જોડી સામે ઉભી રહી અને બોલી કે—' હે પ્રીતમ ! આજ તો આપ ઘણા વહેલા પધાર્યા છો, પણ આમ આમણદુમણા કેમ દેખાઓ છો ? ચંદરાજા કહે કે—' આ વગર ઋતુએ વરસાદ વરસે છે અને ટાઢો પવન ફુંકાય છે, તેથી હું વહેલો ઘરે આવ્યો છું. આજે ટાઢથી શરીર કંપવાને લીધે તમને એમ જણાય છે. ' પછી ગુણાવળીએ ગંગાના તટની જેવી સુકોમળ શય્યા તૈયાર કરી અને સુકોમળ ઓસીકા મુકયા. એટલે ચંદરાજા વસ્ત્રવડે કાન બાંધીને પર્યંકપર બેઠો. ગુણાવળીએ કસ્તુરી અમર વિગેરે તેજાનાથી મિશ્ર તંબોળ આપ્યું, અનેક પ્રકારના આસવો પીવા આપ્યા અને નારાયણાદિક તેલનું શરીર પર મર્દન કર્યું. આ પ્રમાણે અનેક સુગંધી પદાર્થોનો ઉપયોગ કરવાથી ચોતરફ સુગંધ ફેલાણી અને ચંદરાજાના શરીરમાંથી શીતતાનો પરાભવ થયો. પછી રાજા વસ્ત્ર ઓઢીને શય્યા પર સુતા, એટલે ગુણાવળી પગ ચાંપવા લાગી. અને વારંવાર જગાડવા લાગી. એમ કરતાં કરતાં સંધ્યા થઇ એટલે પછી ગુણાવળી શય્યા પરથી ઉઠે બેસે એમ કરવા લાગી અને પતિ નિદ્રાવશ થયા કે નહીં તે જોવા લાગી. કપટ નિદ્રાએ સુતેલો રાજા આ પ્રમાણે તેનું ચળ ચિત્ત જોઈને મનમાં વિચારવા લાગ્યો કે ' આજે જરૂર કાંઈક નવું જુનું થયેલું છે. આ

ખરેખરી સુશીલા સ્ત્રી દુ શીલા જેવુ આચરણુ કેમ કરે છે તે કાંઇ સમજાતુ નથી જરૂર આજે કોઇકના કુસ ગથી આ બગડી જણાય છે મારા જેવો પ્રીતમ છતા એણે કોઇ બીજા સાથે પ્રીતિ બાંધેલી લાગે છે નીચની સ ગતથી સ્ત્રી એવીજ થાય છે, એમા કાંઇ નવાઇ નથી જુઓ, સુવર્ણ જેવી ઉત્તમ વસ્તુને ટ કણખાર સાથે મેળ હોય છે, ઘનસાર જેવી ઉત્તમ વસ્તુ કોયલાના સ ગથી સ્થિર થાય છે, ચકોર પક્ષીને અ ગારા ખાવા ગમે છે, અને બકુલ જેવા ઉત્તમ વૃક્ષને મદીરાનુ પાન પસ દ આવે છે તેજ પ્રમાણે આજે આ મારી પટરાણી મને છેતરીને કોઇ અન્યસ્થળે જવા ઇચ્છે છે, પણ મને જાગતો જાણી ને મ ડોચાય છે, પર તુ મારી પાસે તેનુ કપટ ચાલવાનુ નથી.'

આ પ્રમાણે રાજા વિચારે છે, તેટલામા ગુણાવળી રાજાને ઉંઘેલા જાણી ગુપચુપ મહેલની બહાર નીકળી રાજા પણ તરત જ શય્યામાથી ઉઠી ખડ્ગ લઇને તેની પાછળ ચાલ્યો રાત્રી શ્યામ હોવાથી રાણીને તેની ખબર પડી નહીં અહીં સાસુ વહુની વાટ જોતા હતા, તેવામા ગુણાવળીએ જઇને દ્વાર ઉઘડાવ્યા વીરમતીએ ખુશી થઇ વહુનો સત્કાર કર્યો અને પોતાની વિદ્યાના ચોતાને મોઢે વખાણ કર્યા. ગુણાવળી બોલી કે 'હે સાસુજી ! તમારા વચનથી મારા પ્રીતમને છેતરીને છાની રીતે આવી છું, હવે જે કરવુ હોય તે મને કહો અને હુ પાછી વહેલી જઇ શકુ તેમ કરો. કેમકે મારા જીવનપ્રાણ જાગશે તો મને ભય છે ' આ વખતે ચ દરાજા બહાર ઉભો ઉભો સાસુ વહુ એક થઇ જે વાત કરે છે તે સાભળે છે વીર '

મતી બોલી કે—" હે વહુ ! તમે જરા આપણા ઉપવન સુધી જઈને એક કરેણની સોટી લઈ આવો, તે હું મંત્રી આપું, પછી તે લઈને તમારા પતિ પોઢ્યા છે ત્યાં જઈ ત્રણ ઠણકારા દઈ આવો, એટલે તમારા પતિ નિદ્રાને આધીન થઈ જશે, આપણે બંને પ્રાતઃકાળે આવશું ત્યારે જાગશે. "

સાસુની આવી આજ્ઞા થતાં ગુણાવળી તરતજ રાત્રિનો કે રાજાનો કોઈનો પણ ભય ન ગણતાં ઉપવન તરફ ચાલી અને ત્યાં જઈ એક કુમળી કરેણની કાંબ કાપી લીધી, પછી તે લઈને તરતજ સાસુ પાસે આવી તે તેના હાથમાં આપી.

ચંદરાજા તો પાધરો પોતાના મહેલમાં પોતાની શય્યા પાસે આવ્યો અને ' હમણા કંબા લઈને ગુણાવળી આવશે ' એમ ધારી એક વસ્ત્રનો પુરૂષ જેવો આકાર બનાવી શય્યા ઉપર મૂકી તેના પર વસ્ત્ર ઓઢાડી દીધું અને પોતે દીપકના પાછળના ભાગમાં સંતાઈ રહ્યો કે જેથી ગુણાવળી આવે તો તેને દેખે નહીં. અહીં વીરમતીએ ગુણાવળીને સાબાશી આપી ને કણેરની કાંબ મંત્રી આપી કહ્યું કે ' તું જરા પણ રાજાનો ભય રાખીશ નહીં, ચિત્તમાં ધૈર્ય ધારણ કરજે ને મેં કહ્યું તે પ્રમાણે કરજે. ' ગુણાવળી પણ તરતજ પોતાના મહેલ તરફ ચાલી અને પતિને જગાડવાની તજવીજ કર્યા વિના કે તપાસ્યા વિના શય્યા ઉપર કણેરની કાંબના ત્રણ ઠબકારા દઈને તરત જ પાછી વળી. ચંદરાજાએ જોયું કે—' માતાએ બહુ સારી શીખવી જણાય છે. ' ગુણાવળી તો કૃતકૃત્ય થઇને ઉતાવળી ઉતાવળી.સાસુ પાસે આવી. રાજા પણ તેનું ચરિત્ર

જોવા તેની પાછળ આવ્યો, અને દ્વારની બહાર નિર્ભય થઈને ઉભો રહ્યો વહુએ તો ઠમા સાસુને આપી ને પોતે કહ્યા પ્રમાણે કરી આવ્યાની વાત કરી એટલે સાસુએ સાબાશી આપી

ગુણાવળી બોલી કે—'હે માતા! મારા પતિ તો નિદ્રાવશ થયા, પણ આ નગરના લોક બધા જાગે છે, તેમાથી કોઇ આપણી વાત જાણીને રાજાને કહે તો મારી શી વલે થાય? માટે તેનો કાંઈ ઉપાય કરો તો ઠીક' વીરમતી કહે કે—'તું જરા પણ ભય ન રાખ મારા તો એમ પાંપડ વણતા દિવસોના દિવસો વ્યતિત થયા છે હું હમણા એવો ઉપાય કરૂં છુ કે જેથી આગ઼ ઘરના દ્વારની બહાર બધા નિદ્રાવશ થઈ જશે' ચદરાજા વિચારવા લાગ્યો કે—'હુ તો ઘરના દ્વારની અદર છુ તેથી મને ફીકર નથી' પછી વીરમતીએ અદર જઈને ગર્દભીનુ રૂપ કર્યું અને ક્રૂર સ્વરે ખરનાદ કર્યો, કે જેથી તમામ નગરીમા નિદ્રાનો ઉન્માદ પ્રસરી ગયો. નગરીના લોક સર્વ એવા મૂર્છિત થઈ ગયા કે, ચક્રીનુ સૈન્ય આવે તો પણ જાગે નહીં આ પ્રમાણે નગરના લોકો ઉપર અવસ્વાપિની નિદ્રા મુકીને તે બહાર આવી રાજાએ આ બધુ દ્વારના છીદ્રમાથી જોયુ વીરમતીએ બહાર આવી વહુને કહ્યુ કે—'મે આખી નગરીના લોકને એવા તો નિદ્રાધિન કરી દીધા છે કે બાર ગણુની નોબત વાગે તોપણુ કોઇ જાગે નહીં હવે આપણે આપણી ચદનવાડીમા ચાલો, ત્યા જઈ પહેલો જ સહકાર વૃક્ષ (આંબો) છે તેનાપર ચઢી વિમળાપુરી જઇએ

---

## પ્રકરણ ૬ ઠું.

નગરના સર્વ લોકોને નિદ્રાધીન કરી દીધા પછી સાસુ વહુ જવાને તૈયાર થયાં. સાસુએ ચંદરાજાની વાડીમા જે પહેલો સહકાર છે તેની ઉપર ચઢીને જવાનો વિચાર વહુને જણાવ્યો. તે ચંદરાજાએ સાંભળ્યો. વીરમતીએ તદુપરાંત કહ્યું કે—“હે વહુ ! તારા મનમાં એમ હશે કે વિમળાપુરી ૧૮૦૦ યોજન દૂર છે ત્યાં કેમ પહોંચાશે, પણ હું તને આંખ મીંચીને ઉઘાડે એટલા વખતમાં ત્યાં પહોંચાડી દઈશ.” ચંદરાજાએ વિચાર્યું કે ‘ આપણે પણ સાથે જવું અને જોવું કે તે બંને ત્યાં જઈને શું કરે છે ? ’ એટલા ઉપરથી તે ઉતાવળો પોતાની વાડી તરફ ચાલ્યો અને ત્યાં પ્રથમજ સહકારનું વૃક્ષ હતું તેના કોટરમાં ખડ્ગ સહીત પેઠો. પછી તે વિચારવા લાગ્યો કે ‘ મારી રાણીમાં તો લેશમાત્ર અવગુણ જણાતો નથી, પણ જેમ મોટા ડુંગર પણ ફેરવ્યા ફરે તેમ મારી માતાએ તેને ફેરવી નાખી છે. હવે જોઈએ છીએ કે તેઓની ધારણા શી છે ? ’ આમ તે વિચારે છે તેવામાં તો વીરમતી ને ગુણાવળી ત્યાં આવ્યા. ચંદરાજા ચિંતામાં પડ્યો કે ‘ જો તે બીજા ઝાડપર ચઢશે તો આપણે પડ્યા રહેશું ’ તેટલામાં તો તેઓ બંને હરખભર તેજ આંબા પાસે આવીને તેનાપર ચઢી ગઈ. ચંદરાજા કોટરમાં બરાબર સંતાયેલ હોવાથી તેની તેઓને ખબર પડી નહિ. પછી વીરમતીએ વૃક્ષ ઉપર કંબાનો પ્રહાર દઈને કહ્યું કે ‘ હે આમ્ર ! તું

અમને વિમળાપુરી દેખાડ ' એટલે તરતજ આંબો વિમાનની જેમ આકાશમાર્ગે ચાલ્યો

જેમ કેવળજ્ઞાનાવરણીએ જીવોનુ કેવળજ્ઞાન આવરેલુ છે, તે રીતે કોટરના આવરણથી ચંદરાજા અવરાયેલ છે તો પણ મતિશ્રુતાદિ જ્ઞાનવરણીના ક્ષયોપશમથી જેમ જીવને ઓછો વધતો બોધ થાય છે, તેમ રાજા પણ તેમાથી બહારનો ભાગ કેટલોક દેખી શકે છે આંબો મન કરતા પણ ઉતાવળી ગતિએ ચાલ્યો જાય છે રાજા અનેક પ્રદેશ, વન, ઉપવન વગેરે જુએ છે આકાશમા ચંદ્રમાની જ્યોત વિસ્તરેલી હોવાથી જેમ ક્ષીરસમુદ્રમા નાવ ચાલતી દેખાય, તેમ ચાદનીના પ્રકાશ વચ્ચે એ વૃક્ષ દોડતુ દેખાય છે વીરમતી ગુણાવળીને આગ ળીવડે દેખાડતી જાય છે કે " હે વહુ ! જુઓ આ નવરંગી ગંગા નદી છે તે પ્રાણીના પાપમળને ધોઇ નાખનારી કહેવાય છે આ કાળા જળવાળી કાલિંદી ( યમુના ) છે, તે ધરણી રૂપી સ્રીના ધમ્મિલ જેવી દેખાય છે એ પ્રમાણે અનેક ગ્રામ, નગર, દેશ, પર્વત, નદીઓ, વન, દ્રહ, વાવો, ઉપવનો વિગેરે દેખાડતી જાય છે

આગળ ચાલતા અષ્ટાપદ પર્વત દેખાડીને વીરમતી બોલી કે—" જો આ અષ્ટાપદ પર્વત ઉપર ભરતે કરાવેલ કંચન ને મણિમય જિનચૈત્યો છે તેમા પૂર્વ દિશા તરફ ઋષભદેવ ને અજિતનાથની મૂર્તિ છે, દક્ષિણ દિશાએ સંભવનાથ વિગેરે ચાર પ્રભુની મૂર્તિ છે, પશ્ચિમ દિશાએ સુપાર્શ્વનાથ વિગેરે આઠ પ્રભુની મૂર્તિઓ છે અને ઉત્તર દિશાએ ધર્મનાથ

વિગેરે દશ પ્રભુની મૂર્ત્તિઓ છે. અહીં આવીને રાવણ તીર્થંકર નામકર્મ ઉપાર્જન કરશે. આ પર્વત ફરતી ગંગાનદી વલયના આકારે રહેલી છે." આગળ ચાલતાં છેટેથી **સંમેતશિખરગિર** બતાવીને કહ્યું કે—"હે વહુ ! તમે આ તીર્થને વંદના કરો. આ તીર્થે પહેલા, બારમા, બાવીશમા ને ચોવીશમા સિવાયના વીશ પ્રભુ મોક્ષે જવાના છે. તેમાં હાલ સુધી ૧૭ પ્રભુ મોક્ષે ગયા છે અને વીશમા એકવીશમા ને ત્રેવીશમા એ ત્રણ પ્રભુ મોક્ષે જવાના છે. જુઓ, આ **વૈભારગિરિ**, આ **અર્બુદાચળ** અને આ **સિદ્ધાચળ.** આ સિદ્ધાચળ તીર્થ સર્વથી મોટું છે, તેને નજરે જોવાથી પણ પાપ માત્ર નાશ પામી જાય છે. અહીં ભગવંત ઋષભદેવ પૂર્વ નવાંણું વખત સમવસર્યા છે. અહીં અનંતા મુનિઓ સિદ્ધપદને પામ્યા છે ને અનંતા કેવળજ્ઞાન પામ્યા છે. આ તીર્થે પહેલો ઉદ્ધાર ભરતચક્રીએ કર્યો, બીજો દંડવીર્ય રાજાએ કર્યો, ત્રીજો ઇશાનેંદ્રે કર્યો, ચોથો માહેંદ્રે કર્યો, પાંચમો બ્રહ્મેન્દ્રે કર્યો, છઠ્ઠો ભુવનપતિના ઇંદ્રે કર્યો, સાતમો સગરચક્રીએ કર્યો, આઠમો વ્યંતરેંદ્રે કર્યો, નવમો ચંદ્રયશાએ કર્યો, દશમો ચક્રાયુધે કર્યો. આ પ્રમાણે દશ મોટા ઉદ્ધાર થયા છે, અને આગળ રામચંદ્રાદિના ઉદ્ધાર થનાવા છે. આ મહાન્ તીર્થને તું ત્રિવિધે ત્રિવિધે વંદના કર. કારણ કે આ તીર્થ ભવસમુદ્રમાં પ્રવહણ સમાન છે. આગલ ચાલતાં ગીરનાર તીર્થ બતાવીને કહ્યું કે "હે વહુ ! તું જો, આ ગીરનાર પર્વત છે. અહીં રાજુલના ભર્તાર **શ્રી** નેમિનાથ સ્વામી મુક્તિવધુને પરણશે.

આ તીર્થ પણ સિદ્ધાચળની સરખુ જ છે તેની પાંચમી ટુંક જ કહેવાય છે અહીં હાથીનો પગ ખુચી ગયાને ઠેકાણે ગજપદ કુંડ છે ' આ પ્રમાણે નવા નવા તીર્થો બતાવતા આગળ ચાલ્યા

આગળ ચાલતા વીરમતીએ કહ્યુ કે "હે વહુ! જુઓ આ જંબુદ્વિપની ફરતો વલયાકારે લવણ સમુદ્ર છે તે બે લાખ યોજન પહોળો છે, તેના કિનારેથી તે ઉંડો વધતો વધતો છે તેમ પાણી પણ ઉંચુ ઉંચુ છે છેવટે મધ્યના દશ હજાર યોજનમા તે એક હજાર યોજન ઉંડો છે અને તે ઠેકાણે જળની શિખા ઉંચી સોળ હજાર યોજન છે તેના ઉપર બે કોસ વેળ વધે છે એ લવણ સમુદ્રના મધ્ય ભાગમાં ચાર દિશાએ ચાર પાતાળકળશા છે તેનુ મુખ દશ હજાર યોજન પહોળુ છે, તેની ઠીંકરી એક હજાર યોજન જાડી છે અને તે કળશા ઉંડા એક લાખ યોજન છે તેમાથી ઘનવાત ને તનુવાત ઉછળે છે, તેને લીધે પાણીની શિખા ઉંચી ચઢે છે તેનુ નિવારણ કરવા માટે સખ્યાબધ દેવતાઓ હાથમા ચાંટવા લઈને કાયમ ઉભાજ રહે છે આ બધા શાશ્વતભાવ છે"

આ પ્રમાણે વાતો કરે છે તેવામા તેઓ વિમળાપુરીની નજીકમા આવી પહોચ્યા એટલે ઘણા મનોહર ઉપવનો, સુદર જળાશયો અને નગરીમા રહેલા સુશોભિત મકાનો તેમના જોવામાં આવ્યા દરેક મકાનમા દીપકની શ્રેણીઓ કરેલી હોવાથી સર્વત્ર ઝળઝળાટ થઈ રહેલ હતુ તે જોઈને ગુણાવળીએ પૂછ્યુ કે—"સાસુજી! આ કઈ નગરી છે?"

સાસુ બોલ્યા કે—" વહુ ! એજ વિમળાપુરી છે. " એવામાં સહકાર આકાશમાંથી નીચે ઉતર્યો અને નગરીના બહારના એક ઉપવનમાં સ્થિર થયો. એટલે સાસુ વહુ બંને તે પરથી નીચે ઉતર્યા અને નગરી તરફ ચાલ્યા. રાજા પણ તે વૃક્ષના કોટરામાંથી નીકળીને તેઓ ન જાણે તેમ તેની પાછળ પાછળ ચાલ્યો. વિમાતાની આવી અપૂર્વ વિદ્યા જોઇને પણ તે કાંઇ ડર્યો નહિં. શૂરવીર પુરૂષો નિડરજ હોય છે. હવે સાસુ વહુ તો આનંદથી તાળી દેતા આગળ ચાલ્યા. એમ કરતાં કરતાં નગરીના દરવાજા પાસે તેઓ આવ્યા અને નગરીમાં પ્રવેશ કર્યો. ચંદરાજા પણ ત્યાં સુધી તો તેની પાછળ પાછળ આવ્યો. વીરમતીએ વહુનો હાથ ઝાલીને તેને આખા શહેરમાં ફેરવીને બધું દેખાડયું. પછી ફરતી ફરતી લગ્નમંડપમાં જ્યાં ગાનતાન થઈ રહ્યા હતા ત્યાં તે બંને આવી અને આનંદથી બધું જોવા લાગી. પછી વરઘોડો હમણાંજ આવશે એમ ધારી ત્યાં યોગ્ય સ્થળે તે બેઠી.



# द्वितीय उल्लास.

## પ્રકરણ ૭ મુ.

હવે ચદરાજાએ જેવો શહેરમા પ્રવેશ કર્યો કે તરતજ કોઈ સેવકોએ તેને પ્રણામ કર્યા પહેલીજ પોળ પાસે આવતા ત્યા ઉભા રહેલા તે સેવકો બોલ્યા કે—"હે ચદનરેદ્ર ! તમારો જય થાઓ તમે ગુણસમૂહના કરડીયા જેવા છો તમે આજે અમારા પર પરેખની કરૂણા કરી છે અને અમારો ઉચાટ મટાડ્યો છે અમે બીજના ચદ્રની જેવી આપની રાહ જોતા હતા તો હવે આપ સિહલપુરના સ્વામી પાસે પધારો અને તેની સભાને પવિત્ર કરો "

સેવક પુરૂષોના આવા શબ્દો સાભળીને ચદરાજા વિચારમા પડયા કે—'આ શુ ? જેમ પાકુ ચિત્ત જાણે તેમ આમણે મને ચદ તરીકે શી રીતે જાણ્યો ? પણ કદિ એક સરખા નામથી કાંઈ ભૂલ થતી હશે એઓ કોઈ બીજા ચદની રાહ જોતા હશે 'આમ વિચારીને આભાપતિ બોલ્યા કે—"અરે પ્રતિહાર ! ચદરાજા કોણ છે ? ચદ્ર તો આકાશમા ઉગેલો છે તે છે, વળી બીજો ચદ ક્યા છે ? માટે મને જવાદે, હઠ કરીને રોકી નહી રાખ " પોળીઓ હાથ જોડીને બોલ્યો કે—" અહો ચદનરેદ્ર ! તમે શામાટે પોતાને છુપાવો છો ? એમ કાંઈ રત્ન ઢાંક્યુ રહેવાનુ છે ? આકાશના સૂર્ય ઉગે તે

છાબડે ઢાંક્યો રહે ? કસ્તુરીની ગંધ છાની શી રીતે રહી શકે ? અમે તમને સાચે સાચા ચંદરાજા તરીકે ઓળખ્યા છે. અમારી ભૂલ થતી નથી.” આમ કહીને તેણે ચંદરાજાનો હાથ ઝાલ્યો. ચંદરાજા બોલ્યો કે–“ અરે ! પણ તું વળગે છે કોને ? છેટો રહીને વાત કર તું કંઇ રાતનો ભૂલો પડ્યો છે ? મને તો તું અગાસે સુતો જણાય છે કે જેથી તને ભ્રમ થયો છે. માટે અરે શઠ ! આવો ખોટો હઠ શા માટે કરે છે ? એક સરખું મુખ જોઇને તું ભૂલો પડ્યો જણાય છે. પણ ચંદ જેવા મુખવાળા તો પૃથ્વી પર અનેક માણસો હશે. વળી તું જાણતો નથી કે પોતાના નામને કોણ ઓળવે ? અને લેવા દેવા વિના જૂઠું કોણ બોલે ? બાકી જો આ દરવાજે તારી કાંઇ લાગત હોય તો કહી દે એટલે આપી દઉં, એમ દેવાથી વળી કોણ દુબળું થઇ જાય છે ? હું કાંઇ તારો લાગો હોય તો ભાંગવા ઇચ્છતો નથી. માટે મને આડો ફરીને શા માટે રોકે છે ? તારૂં લેવાનું હોય તે લઇ લે ને મને જવા દે. મારી માતા મારી વાટ જોતી હશે. કારણ કે મને વનમાં બહુ વાર લાગી છે.”

પ્રતિહાર બોલ્યો કે—“ સ્વામી ! તમારૂં ગામ તો અહીંથી અઢારસો કોસ દૂર છે. અહીં તમારી કઇ માતા વાટ જોવાની છે ? માટે એમ ભોળવાસણી કરવી મુકીદ્યો અને મારી ઉપરે કોપાયમાન ન થાઓ. વળી તમારી જેવા મોટા જો જૂઠું બોલશે તો આ પૃથ્વી ભાર કેમ ઉપાડી શકશે ? અને જગતમાં વરસાદ પણ કેમ વરસશે ? અમે તમારી જેવા

રાજાઓનીજ સેવા કરનારા છીએ, તેથી અમે બધી તમારી વાત જાણીએ છીએ અમારા સ્વામીને તમારી સાથે અતિ અગત્યનુ કામ છે તેથી હે ગરીબનિવાજ ચદરાજા ! અમારી વિનતિ માનો ને અમારી સાથે ચાલો ” ચદરાજાએ વિચાર્યું ‘માતાજી આગળ ચાલ્યા જાય છે, તે જો મારૂ નામ સાભળશે તો ઉલટુ લેવાને બદલે દેવુ થશે, માટે અહીં ઝગડો કરવાનું કામ નથી મુગા મોઢે ચાલ્યા જવુ જ સારૂ છે ’ આમ વિચારીને ચદરાજા તેની સાથે સાથે રાજસભા તરફ ચાલ્યો

આગળ ચાલતા પગલે પગલે સેવક પુરૂષો ને બીજા લોકો તેમને પ્રણામ કરવા લાગ્યા અનુક્રમે પ્રતિહારની સાથે ચદરાજાએ બીજી પોળમા પ્રવેશ કર્યો એટલે ત્યાના રક્ષક પુરૂષો પણ નમસ્કાર કરીને બોલ્યા કે–‘ હે ચદરાજા પધારો, અમારા સ્વામી તમારી રાહજ જોઇ રહ્યા છે જેમ ચક્રરત્ન પ્રગટ થયે ચક્રવર્તીની ધારણા સફળ થાય છે ને નવનિધિ પ્રગટે છે, તેમ તમારા આવવાથી અમારા સ્વામીની કાર્યસિદ્ધિ થશે ” ચદરાજાએ તે સેવકોને કહ્યુ કે–“ અરે ! મને જોઇને તમે ચદના ભ્રમથી કેમ ભૂલો છો ધતુરો ખાનાર માણસ જેમ બધે સોનુ સોનુ દેખે ને તે લેવા દોડે તેમ તમે પણ કરો છો તમે બધા એક નિશાળે ભણ્યા જણાઓ છો અને જેની પાસે તમારી જેવા સેવકો છે તે રાજા પણ ભલો જણાય છે તમારા રાજાની સાથે મારે શી પીછાન છે કે મારા આવવાથી તેનુ કાર્ય સિદ્ધ થશે ? આ તો વળી ત્રીજુ તાન જણાય છે તમે બધા ધૂર્ત્ત જણાઓ છો આવો અવિવેક તમે ક્યાથી શીખ્યા

છો ? મને તો એમ લાગે છે કે તમે આમ ચંદ ચંદ કહીને ઘણાને ધૂત્યા હશે ! ”

પોળરક્ષકો બોલ્યા કે–“ અમે સિંહલરાજાના સેવકો છીએ. અમને એક સંકેત સમજાવીને પોળે પોળે બેસાડેલા છે. તે સંકેતથી અમે જાણીએ છીએ કે તમે ચંદરાજા છો. તેથી અમે તમને ચંદરાજા કહીને બોલાવીએ છીએ. માટે તમે પણ સાચું બોલો, તમારૂં ખોટું બોલવું અહીં ચાલી શકે તેમ નથી. ” ચંદરાજા બોલ્યા કે–“ તમને શું સંકેત બતાવવામાં આવ્યો છે તે કહો.” અનુચરો બોલ્યા કે–“અમને સિંહલરાજાએ અંતર છોડીને કહ્યું છે કે–તમે પૂર્વના દરવાજે જઇને બેસો, ત્યાં પહોર રાત ગયા પછી બે સ્ત્રીની પાછળ જે એક પુરૂષ આવે તેને તમે ચંદરાજા કહીને નમસ્કાર કરજો અને આદરસત્કાર પૂર્વક મારી પાસે તરત લઇ આવજો આ પ્રમાણેના સંકેતથી અમે પોળે પોળે બેઠા છીએ. તેમના કહેવા પ્રમાણેજ પહોર રાત પછી બે સ્ત્રીની પાછળ તમને આવતા દીઠા, એટલે અમે જાણ્યું કે તમે ચંદરાજાજ છો. માટે હવે તમે અમારા રાજા પાસે ચાલો. ત્યાં આવ્યા સિવાય તમારો છુટકો નથી. તમારૂં શું કામ છે તે તેઓ તમને કહેશે. અમે લાખ વચન કહીએ પણ મોટા માણસ વશમાં ન આવે. હાથી કાંઇ કાને ઝાલ્યા આવે નહીં, પણ અમારી ઉપર કૃપા કરીને એક વાર તમે અમારા રાજા પાસે પધારો. પછી તમને ગમે તેમ કરજો. ” આ પ્રમાણેનાં તેમનાં મીઠાં વચનો સાંભળીને ચંદરાજા વિચારવા લાગ્યા કે–“ જો અહીં મારી

માંથે મારા નોકરો હોય તો તે આનુ નિવારણુ કરે, પણ તે વિના આને કોણુ રોકે ? વળી મારે એક તો માતાનો ભય છે, તેમા આ સિહલરાજાનો ભય વધ્યો હુ એકલો છુ ને આ શહેર પારકુ છે વળી આ માણુસો કાઈ સમજાવ્યા સમજે તેમ નથી તો હવે વધારે કચપચ કરવામાં માલ પણ નથી હવે તો જેની સાથે કામ છે તેની પાસેજ જઈને વહેલો નિકાલ કરી લેવો સારો છે, અહીં વધારે કાળક્ષેપ કરવા જેવુ નથી " આ પ્રમાણે વિચારીને ચ દરાજા બોલ્યા કે—" બહુ સારૂ ભાઇ ચાલો, તમારી સાથે આવુ અને તમારા રાજાને મોઢામોઢ મળીને સમજાવુ "

પછી તેઓ ત્યાથી ચાલ્યા, માર્ગે નવા નવા રક્ષક પુરૂષો ભેળા થતા ગયા અને ' ચ દરાજાને ખમા,' ચ દરાજાને ખમા ' એમ બોલતા સાથે ચાલવા લાગ્યા આમ કરતા કરતા તેઓ સિ હલરાજાના દરબારમા આવી પહોચ્યા સેવકોએ ચ દરાજા આવ્યાના ખબર પ્રથમથી કહેવરાવ્યા એટલે ત્યા તો આન દ આન દ થઈ રહ્યો તેણે જીતના વાજીત્રો વગડાવ્યા અને ચ દરાજાને આદરપૂર્વક અ દર પ્રવેશ કરાવ્યો સિ હલરાજાએ દૂરથી ચ દરાજાને આવતા દીઠા એટલે તે સામો આવી બાથ ભીડીને મળ્યો અને બોલ્યો કે હે ચદરાજા ! હે વીરસેન નૃપના પુત્ર ! તમે ભલે પધાર્યા આજે મને ઘણો આન દ થયો આજે હુ કૃતાર્થ થયો તમને મળવાની બહુ દિવસથી ઉત્કઠા હતી તે આજે પૂરી થઇ તમે જો કે શરીરથી દૂર હતા, પણ મારા અ ત કરણમા તો વસેલાજ

હતા. સૂર્ય દૂર છતાં પણ જેમ તે કમળને વિકસ્વર કરે છે, તેમ અમે તમારા નામ ને:ગુણ સાંભળવાથી રાજી રાજી થતા હતા. આજે તમને જાતે મળવાથી અમને પારાવાર હર્ષ થયો છે અને અમારી આશા ફળીભૂત થઇ છે. ” આ પ્રમાણે અનેક પ્રકારનાં કપટવચનો કહીને સિંહલરાજાએ તેમને પોતાના સિંહાસન પર બેસાર્યા અને પોતે બીજા આસન પર તેની સામે બેઠો.

ભાગ્યશાળી જ્યાં જાય ત્યાં પગલે પગલે નિધાન પ્રગટ થાય છે અને અણુવહાલા હોય તે વહાલા થઇ જાય છે. ભાગ્યની રચનાજ ઓર છે. તેનાથી કષ્ટ માત્ર વિસરાળ થાય છે અને આપત્તિ સંપત્તિ રૂપ પરિણમે છે. ભાગ્યશાળીને દેશમાં કે પ્રદેશમાં ઉપાધિ પ્રાપ્ત થતીજ નથી.

હવે સિંહલરાજા ચંદરાજા પ્રત્યે બોલ્યા કે—“ તમે કુશળક્ષેમ તો છો ? હે સ્વામી ! તમે અમારા અંતર્યામી છો. અમારા માથાના મુગટ છો, ચાતક પક્ષી જેમ વરસાદની ચાહના કરે અને વચ્છ જેમ ગાયને ચાહે તેમ અમે તમારી ચાહના કરતા હતા. આજે તમે પધાર્યા તેથી અમારો અવતાર સફળ થયો છે. ઉત્તમ પુરૂષનો :મેળો તો જો પ્રભુ પ્રસન્ન થાય તો જ થાય છે. અમે અહીં આપનો આદર સત્કાર કે ભક્તિ પણ શું કરીએ ? કેમકે તમે મોટા દાનેશ્વરી કહેવાઓ છો, તેની પાસે અમે શી ગણતરીમાં છીએ ? તે છતાં પણ જો આપ અમારે દેશ પધાર્યા હો તો અમે અવશ્ય ગામ નગરાદિકની બક્ષીશ આપવાવડે પણ આપની ભક્તિ

કરત અહીં તો ગરીબ બાળકની માતા પુત્રપર બહુ રાજી થાય તો ભામણા લેય તેમ અમે પણ માત્ર પ્રણામ કરવા વડેજ તમારી ભકિત બતાવી શકીએ તેમ છે તો પણ અમે અવસર મળે ચૂકીએ એમ નથી એ આપ ચોક્કસ માનજો ”

આવા સિંહલરાજાના વચનો સાભળીને ચદરાજા બોલ્યા કે–‘ ચદને ભરૂમે તમે મારૂ આટલુ બધુ સન્માન શા માટે કરો છો ? હુ એક પરદેશી પ્રાહુણો છુ, ને તમે તો મોટા રાજા છો, તમે ખોટા ભ્રમથી ચતુર થઇને કેમ ચૂકો છો ? મારે ને તમારે ક્યારની ઓળખાણ ? ચદ્ર તો પૂર્વ દિશાનો સ્વામી છે ને હુ તો એક ક્ષત્રીપુત્ર છુ તો દેખીપેખીને વગર સ્વાર્થે આવી ખોટી વાત શા માટે કરો છો ? તમે મને ચદ જેવો દીઠો તેથી ભૂલાવામા પડ્યા લાગો છો, પણ સરખે સરખા તો આ સસારમા ઘણા માણસો નજરે પડે છે, પણ તેમા ગુણ જાણ્યા વિના રાચવુ નકામુ છે ઉજ્વળ તો કપુરે હોય છે ને લુણ પણ હોય છે, પરંતુ તે બેના ગુણમા પારાવાર અતર છે, માટે તમે આવો ભૂલાવો ખાઓ નહી ને મને રજા આપો કે જેથી હુ મારે કામે જાઉ ”

સિંહલનૃપ બોલ્યા કે ” એવી રીતે અમને ભોળવવાનુ પડ્યુ મૂકો અને ખરી વાત કરો ” તમે ચદરાજા પોતેજ છો એમા અમને બીલકુલ શકા નથી સત્પુરૂષ છાના રહેતાજ નથી, તે તો તેના આચારવડેજ ઓળખાઇ જાય છે ગમે એટલા જળમા ડુબાડીએ પણ તુબડુ ઉપર આવ્યા સિવાય રહેતુ જ નથી કસ્તુરી કદી પોતાને છુપાવે, પણ અબર તેને

પ્રગટ કરી દે છે. અમે બહુ દિવસથી આપના આવવાના દિવસની રાહ જોતા હતા તે પ્રમાણે જ આપ આવ્યા છો. તો હવે પોતાનું નામ પ્રગટ કરો અને અમારૂં કાર્ય કરી આપો. ,,

આ પ્રમાણે સિંહલરાજા ને ચંદરાજા વાતો કરે છે, તેવામાં સિંહલરાજાનો મંત્રી ત્યાં આવ્યો કે જે મહા કપટી, કુટિલ, કદાગ્રહી અને દુર્મતિવાળો છે હિંસક તેનું નામ છે અને એવો અસત્યભાષી છે કે જ્યાં જળ કહે ત્યાં થળ પણ ન હોય. સૂર્યના ઉદયથી અસ્તપર્યંત ખોટું બોલવું તેજ તેનો ધંધો છે. તેણે ત્યાં આવી ચંદરાજાને પ્રણામ કરી આસનપર બેસીને પોતાની કુટિલતા ચલાવવાની શરૂઆત કરી. તે પ્રસન્ન વદન કરીને બોલ્યો કે, " હે ચંદનરેશ્વર! તમે આજે અમને આવી મળ્યા તેથી અમારા સર્વ મનોરથ સફળ થયા છે. હવે તમે અમારા રાજાની વિનતિ શામાટે માનતા નથી? બહુ રઢ શામાટે કરો છો ? આમ ખોટી રીતે કુળ વિગેરે ઓળવવાથી કાંઇ ચાલવાનું નથી. અહીં શું બાળકોને ભોળવવાના છે ? અમે બીલકુલ ખોટું બોલતા નથી. માટે વાદ કરવો પડ્યો મૂકીને તમે છતા થાઓ ને અમારી વિનંતિ સ્વીકારો, હવે સાકડે આવ્યા પછી તમારાથી કાંઈ ખસા શકાવાનું નથી. હે આભાનરેશ! અમોને તમારી મોટી આશા છે. અમે કાંઈ અંધારે કુટાતા નથી. અમે દેવીના વચનથી તમને ઓળખ્યા છે, માટે હવે વધારે તાણાતાણ ન કરો. કેમકે રાત થોડી છે ને વેશ ઘણા છે. આકાશમાં હરણી પણ

ઉચે ચઢી છે વળી અમે તમને વધારે કઠણ શબ્દો પણ કહી શકીએ તેમ નથી, કારણ કે તમારાથી અમારે કામ લેવાનુ છે માટે વધારે તાણ્યુ ત્રુટી જાય એમ સમજીને એકથી બીજા થતા નથી તેવો આગ્રહ પડ્યો મૂકી ખરા નામે પ્રગટ થાઓ એટલે અમે અમારી વિનતિ કહી સભળાવીએ ”

ચદરાજાને આ સચિવનો હઠ ખરેખરો સજ્જડ લાગ્યો એટલે તે બોલ્યા કે, “ તમારે ચદથી શુ કામ છે ? આ દુનીઆમા શુ બીજા માણસો નથી કે તમે ચદની આટલી બધી ઓશીઆળી કરો છો ? હુ હવે તમને સાચુ કહુ છુ કે હુ આભા નગરીએ રહુ છુ તે ખરી વાત છે અને ચદરાજા જે કરે તે હુ કરી શકુ તેમ છુ કહો હવે તમારે કામ શુ છે ? ચદરાજાના આવા વચન સાભળીને સિહલરાજને ખાત્રી થવાથી હર્ષ પામ્યો તેનુ શરીર વિકસ્વર થયુ, પછી હિસકમત્રી સિહલરાજા પ્રત્યે બોલ્યો કે–“ હે પ્રભુ ! આભાધણી આપની ચિતા માત્ર દૂર કરશે. ચદનાજાથી છાનુ શુ છે ? માટે હવે લાજ તજી દઈને જે કહેવાનુ હોય તે તેને કહી દો કારણ કે લાજ રાખ્યે કાર્યસિદ્ધિ થવાની નથી ચદરાજા વિચારવા લાગ્યા કે–“ આ શુ બોલે છે ? હુ તો કાઈ તેમા સમજતો નથી; એને મારી પાને શુ કામ કરાવવુ હશે ? તે મારા મનથી થશે કે નહી ? પણ હવે આપણે પરવશ પડ્યા છીએ ને આ બધુ ધૂર્ત ટોળુ ભેગુ થયુ જણાય છે, તેથી જે કહે તે સાભળ્યા સિવાય બીજો ઉપાય નથી ” સિહલ રાજા

બોલ્યો કે–" તમે વિચારમાં કેમ પડી ગયા ? અમે કાંઇ ઠગ નથી કે તમને ઠગી લેવા ઇચ્છતા હુઇએ. તમે એવો સંશય શા માટે કરો છો ? પરઉપકારી પુરૂષને તો કોઇ વિરલ માતાજ જન્મ આપે છે. જુઓ ! સૂર્ય સર્વત્ર પ્રકાશ કરે છે તેને પેસકશી કોણ આપે છે ? આ વૃક્ષો ફળ ફુલ આપે છે તેને કિંમત કોણ આપે છે? ચિંતામણિ વાંછિત પૂરે છે તેનો બદલો કોણ આપી શકે છે? સરસ નિરસ તરણા ખાઇને પણ ગાય દુધ આપે છે તેનો પૂરો ગુણ કોણ જાણે છે ? આ પ્રમાણે તમે પણ મોટા પરોપકારી છો, તમારી જેવા પરોપકારી અમે થોડાજ દીઠા છે. તમારી ઉપર અમે મોટી આશા રાખીને બેઠા છીએ તેથી તમે અમારી આશા પૂર્ણ કરીને અમારાપર ઉપકાર કરો. "

એ વખતે ત્યાં સિંહલરાજા, તેની રાણી, તેમનો કનકધ્વજ નામનો કુષ્ટિ પુત્ર, હિંસક મંત્રી અને કપિલા નામની ધાવ એ પાંચ અને છઠ્ઠા ચંદરાજા હતા. તેઓ પાંચ ઇંદ્રીઓ સહિત જેમ મન શોભે તેમ શોભતા હતા. એ પ્રસંગે ચંદરાજા બોલ્યા કે,–" હે સિંહલ ભૂપાળ ! તમે પડદો તજી દઇને તમારા મનમાં જે વાત હોય તે પ્રગટ કરો. પડદો રાખવાથી હું કાંઇ સમજી શકતો નથી તમે પાંચે અંદરથી ચિંતાતુર જણાઓ છો ને ઉપરથી વિવાહનો ઉત્સવ માંડ્યો છે, માટે જે વાત હોય તે કહો એટલે મને ખબર પડે. મારે પ્રભાત થયા અગાઉ પાછા આભાપુરી તરફ જવાનું છે. તમે મારૂં નામ ઠામ કુળ જાતિ વિગેરે કેમ જાણ્યું અને મારી પાસેથી શું કામ કરા-

વવાની તમારી ઈચ્છા છે તે જણાવો કારણ કે તમારા મનની વાત હુ જાણી શકતો નથી ”

ચ દરાજાએ આ પ્રમાણે પ્રશ્ન કર્યો એટલે સિ હલ નૃપના આદેશથી તેનો મ ત્રી હિ સક બોલ્યો કે–“ હે મહારાજા તમે તો અમારા ત્રાતા છો, કાર્યના કરી આપનારા છો, તમારી તો અમને મોટી આશા છે, તમે અમારી આશાના વિશ્રામસ્થાન અને અમને શાતા પમાડનારા તેમજ ચિ તા મટાડનાર છો, તેથી તમને અમારા અ તરની વાત કહ્યા સિવાય છુટકોજ નથી છાશ લેવા જવુ ને દોણી સ તાડવી તે કેમ ચાલે ? પગે ઘુઘરા બાધી નાચવુ ને ઘુ ઘટો તાણવો તે કેમ નભે ? સેવકપણુ સ્વીકારી સેવા કરવી ત્યારે પછી લાજ શુ કામ લાગે ? માટે અમે લાજ તજીને આપને અમારી વાત કરીએ છીએ હે સ્વામિન્ ! આ રાજપુત્ર કનકધ્વજને અહીના રાજાની પુત્રી પ્રેમલાલચ્છી પરણી આપો એટલુ અમારે તમારાથી કામ લેવાનુ છે હે કૃપાળુ ! તમે પરોપકારી છો તો એટલુ અમારૂ કામ કરી આપો અને જેવુ તમારૂ નામ છે તેવા થાઓ ”

ચ દરાજા બોલ્યા કે—“ તમે આવુ મિથ્યા બોલવુ શુ કરો છો ? મે તો સાભળ્યુ છે કે પ્રેમલાલચ્છી સિહલરાજાના પુત્રને પરણવાની છે, તેનો મહોત્સવ જોવા માટે તો હુ અહીં આવ્યો છુ તો આ કનકધ્વજ કુમાર શા માટે તેને પરણતો નથી ? સર્વે લોકો જાણે છે કે પ્રેમલાલચ્છી કનકધ્વજ કુમારની સ્ત્રી થવાની છે તો તેને પરણવામા વાધો શુ છે ? તમે

ફોગટ મારે માથે ભાર શું કામ મૂકો છો ?" હિંસક મંત્રી બોલ્યો કે—" હે સ્વામિન્ ! આ કનકધ્વજ કુમાર પૂર્વ કર્મના ઉદયથી કુષ્ટિ છે. એ વાત કોઇને કહી શકાય તેવી નથી. પૂર્વના લેખથી તેનો પ્રેમલાલચ્છી સાથે વિવાહ થયેલો છે. હવે તેનો નિર્વાહ કરી આપવો તે તમારા હાથમાં છે. પવનને લીધે ભરદરીએ વહાણ જઈ ચડયું છે. હવે તેને કાંઠે લાવવું તે તમારી જેવા પ્રવીણ કપ્તાનનું કામ છે. આ સિંહલરાજાની લાજ અત્યારે તમારા હાથમાં છે. ચંદરાજા બોલ્યા કે—" જો રાજપુત્ર કુષ્ટિ હતો તો તમે એ વિવાહ કર્યો શા માટે ? તમારે પ્રેમલાની સાથે શું વૈર છે કે તેને આવા કુષ્ટિ સાથે પરણાવવા ઇચ્છો છો ? તમે સૌ મળીને એનો અવતાર શા માટે બગાડો છો ? આવુ પાપ કળિયુગના પાપને પણ કાપનાર કીરતાર કેમ સહન કરશે ? વળી મકરધ્વજ રાજાની પુત્રી મારાથી પણ પરણાય કેમ ? તેવી મારી યોગ્યતા ક્યાંથી ? તેમાં પણ પરણીને પાછી તમને સોંપવી તે તો મારાથી બનેજ કેમ ? "

પછી ચંદરાજાએ હિંસક મંત્રીને એકાંતે લઇ જઈને કહ્યું કે—"આવી અણઘટતી વાત તમે મને શામાટે કહો છો ? મારો અને તમારો મેળો આજે પહેલ વહેલોજ થયો છે, તેમાં તમે આવો ફંદ શામાટે માંડ્યો છે ? આવી કપટવાળી વાક્યરચના મારી પાસે શામાટે કરો છો ? એમાં કાંઇ તમે કાઢણ કાઢવાના નથી. આવી મહા પ્રૌઢ રૂપવંત કન્યા પ્રેમલા તેને આવા કુષ્ટિ સાથે શામાટે પરણાવવાનું કરો છો ? એ વિવાહજ છોડી દ્યો, એવું અકાર્ય કરો નહીં. તમારો દેશ કયો ? તમારો

નગરી કઇ? તમે ક્યા રહો છો? અને આવો અનુચિત સબધ શી રીતે થયો? તેની સાચેસાચી વાત મારી પાસે પ્રગટ કરો, એટલે તમારી વાત સાભળ્યા પછી હુ કાઇક તમને રાહત કરવાનો વિચાર કરીશ" ચદરાજાના આવા આશાભરેલા વચનો સાભળીને હિસક મત્રીએ સક્ષેપમા પોતાની સર્વ કથા કહેવા માડી અને ચદરાજા સાભળવા લાગ્યા

હિસક મત્રી બોલ્યો કે—"સિધુનદીના કિનારા ઉપર સિધુ નામે દેશ છે સિધુનદી મોટા પર્વતમાથી નીકળી છે તે પર્વતના શિખરો બહુ શોભિત દેખાય છે ત્યાંથી નિકળીને સિધુનદી સમુદ્રને મળવા માટે ઉતાવળી દોડી જતી હોય એમ દેખાય છે અને તેમા ફરતી નૌકાઓ દુતીપણુ કરતી હોય એમ જણાય છે ત્યાના લોકો પ્રાયે સરલ સ્વભાવી વિશેષ છે, ખાર (ઇર્ષ્યા) વિનાના છે તે લોકોની અસર સમુદ્રને થયેલી છે તેથી તે પણ ત્યા ખાર વિનાનો (મીઠો) છે સિધુદેશમા સિહલપુરી નામે મુખ્ય નગરી છે, તે બહુ સુદર છે તે નગરીમા ચોરાશી તો ચૌટા છે ત્યા જન્મ લેનાર મનુષ્યો પુન્યશાળી ગણાય છે ત્યા કનકરથ નામે રાજા છે તે રૂપે કામદેવ જેવો છે અને શત્રુરૂપી વૃક્ષોને નમાવવા માટે પ્રચડ પવન જેવો છે તેને કનકવતી નામે મહા ભાગ્યશાળી પટરાણી છે તે પતિની ભક્તમા લયલીન ચિત્તવાળી છે અને રતિ જેવી રૂપવત હોવા સાથે ખરેખરી સતી છે તે રાજાનો હુ હિસક નામે મત્રી છુ રાજાનુ મને બહુ માન છે અને રાજ્યના તમામ કામોના હુ કરનારો છુ ચોથી

આ કપિલા નામે ધાન્ય છે, તે પિયુષથી ભરેલા પયોધરવાળી ને બ્રહ્માની પુત્રી જેવી છે. આ રાજાને સંખ્યાબંધ ચતુરંગીણી સેના છે અને પારાવાર ઋદ્ધિ છે કે જેને જોઈને ધનદ પણ લજ્જા પામે છે. તેની આખી પ્રજા ધનપાત્ર છે. દારિદ્રને તો ત્યાં કોઈ જાણતું પણ નથી, તે સાથે ત્યાં પંડિતો પણ ઘણા વસે છે કે જે પરવાદીને જીતવાને મહા સમર્થ છે. ત્યાંની સ્ત્રીઓ પણ ચપળ, સુંદર સ્વભાવવાળી અને શાંત છે.

એકદા કનકવતી રાણી પોતાના આવાસમાં બેઠી હતી, તેવામાં પુત્રની ચિંતા ઉત્પન્ન થઈ એટલે તેના નેત્રમાંથી અશ્રુની ધારા ચાલી, તેનું હૃદય ભીંજાઇ ગયું, મુખે નિસાસા કાઢવા લાગી અને જળવિના માછલી ટળવળે તેમ ટળવળવા લાગી. એવી સ્થિતિ પોતાની સ્વામીનીની જોઈને તેની દાસી એકદમ ઉતાવળી રાજા પાસે ગઈ અને તે હકીકત નિવેદન કરી. એટલે રાજા દોડતો રાણી પાસે આવ્યો. તેને અનેક પ્રકારે આશ્વાસન આપીને રાજાએ કહ્યું કે—"હે ચંદ્રાનને! તું આમ દિલગીર કેમ થઇ છે? આ દક્ષિણી ચીર બધું ભીંજવી નાખ્યું છે, તેનું કારણ શું છે? તારી આજ્ઞા કોણે લોપી છે? તેનું નામ કહે એટલે તેને સજા કરૂં કે ફરીને કોઇ તારી આજ્ઞા લોપે નહીં. તારે કોઈ વાતની ખામી નથી, તું મારી પ્રાણાધાર છે, તો તને શી ચિંતા ઉત્પન્ન થઇ છે તે કહે."

સિંહલરાજાનાં આવાં વચનો સાંભળીને કનકવતી રાણી બોલી કે—"હે સ્વામિન્! તમારી કૃપા હોવાથી મારી આશા માત્ર પૂર્ણ થયેલી છે. તમારી મારા ઉપર સુનજર છે

તો પછી મારી આજ્ઞા કોણ લોપી શકે તેમ છે? હુ તમારા જેવા પ્રાણેશ્વર પામી છુ તેથી રોજ નવા નવા વેશ પહેરૂ છુ કે જેવા ઇદ્રાણીએ પણ દીઠા નહીં હોય મનને ભાવતા ભોજન કરૂ છુ ક્ષણે ક્ષણે નવા નવા આભૂષણો પહેરૂ છુ કે જે જોઇને દેવતાઓ પણ સશય પામે છે કે આ કોણે ઘડ્યા હશે? અનેક પ્રકારના સુગધી દ્રવ્યોનુ વિલેપન કરૂ છુ કે જેથી ભ્રમરો તો મારો કેડોજ છોડતા નથી એમ બધા પ્રકારનુ મને સુખ છે, પણ હે સ્વામિન! એક પુત્ર વિના તે સુખ નકામુ છે એ સુખ તૃણતુલ્ય છે મારૂ જીવિત પણ નિષ્ફળ છે, રણવગડાના ફુલની જેમ મારો અવતાર અલેખે છે પુત્ર વિનાના ધનવતનુ સવારમા કોઈ મુખ પણ જોતુ નથી જમીનપર આળોટતા, રડતા, પડતા, તોતડુ તોતડુ બોલતા, ધુળવાળે શરીરે ખોળામા આવીને બેસતા અને લાકડીનો ઘોડો કરીને શેરીમા રમતા એવા પુત્ર જેને છે તેનો અવતાર સફળ છે પુત્ર કીર્તિને વધારનાર છે, વશને વિસ્તારનાર છે, પુત્રથી સપત્તિ પ્રાપ્ત થાય છે, ગયેલા ગરાસ પાછા મળે છે, વૃદ્ધપણામા સુખ આપે છે અને અનેક પ્રકારનો આનદ આપવાનુ તે સાધન છે તેવો પુત્ર મારે ન હોવાથી હુ તેનાજ ચિતા કરૂ છુ મને તે સિવાય બીજી કશી ચિતા નથી ”

રાજાએ રાણીની બધી વાત સાભળી લઈને કહ્યુ કે—“હે પ્રાણપ્રિયા! તમે એ વાતની ચિતા તજી દ્યો, મનમા હર્ષ ધારણ કરો, આપણે મત્રતત્રાદિક અનેક પ્રયત્ન કરીશુ કે જેથી તમને પુત્ર પ્રાપ્ત થશે બાકી તો તમે પણ જાણો છો કે

એ વાત કોઇના હાથમાં નથી." આ પ્રમાણે રાણીને દિલાસો આપીને પછી રાજાએ મને તેડાવ્યો અને મારી પાસે રાણીની બધી વાત કહી. મેં બુદ્ધિપૂર્વક વિચાર કરીને કહ્યું કે—"હે રાજન! તમે અઠ્ઠમ તપ કરીને કુળદેવીને આરાધો. અને તેને પ્રસન્ન કરીને પુત્રનું સુખ મેળવો." રાજાએ તે વાત કબુલ કરી. બીજેજ દિવસે રાજાએ અઠ્ઠમ કર્યો અને કુળદેવીને આરાધવા એકાંતે બેઠો. ત્રણ દિવસ પૂર્ણ થયા એટલે કુળદેવી પ્રગટ થઇ. તે જમીનથી ચાર અંગુળ અધર રહેલી હતી, તેના કંઠમાં અમ્લાન પુષ્પોની માળા હતી, તેના નેત્ર મટકું મારતા નહોતા, તેનું મુખ પ્રસન્ન હતું, નેત્ર કરૂણાવાળા હતા, શરીર પવિત્ર હતું અને અનેક આભૂષણો તેણે ધારણ કરેલાં હતાં. તેણે પ્રગટ થઇને રાજાને કહ્યું કે—"હે નૃપતિ! તેં મને કેમ આરાધી છે તે કહે. હું તારાપર પ્રસન્ન થઇ છું. તેથી તારે જે જોઇતું હોય તે માગ, હું તારૂં મન ઇચ્છિત આપીશ"

આ પ્રમાણેનાં દેવીનાં વચનો સાંભળીને રાજા હાથ જોડી તેને કહેવા લાગ્યો કે—"હે કુળદેવી માતા! તું સેવા કરી સતી કુળની વૃદ્ધિ કરનાર છો, સમૃદ્ધિને આપનાર છો અને દુઃખને દૂર કરનાર છો. મેં તારી પુત્રનિમિત્તે આરાધના કરી છે. જો પુત્રથી આસન સાંકડું થાય, જ્ઞાનથી હૃદય સાંકડું થાય ને મુનિ મહારાજના પધારવાથી ઘર સાંકડું થાય તો જાણવું કે તેનું સુકૃત ખપી ગયેલું છે. હે માતા! તમારે મારી પ્રાર્થના પૂર્ણ કરવીજ પડશે, કારણ કે પુત્રવિના તમે પણ પૂજા

કોનાથી પામશો અને કુળદેવી પણ શેના કહેવાશો ? સમુદ્રને તટે રહ્યા છતા જો દારિદ્ર રહે તો તેની લાજ સમુદ્રને છે, તેમ મારા કુળમા જો પુત્ર ન થાય તો તેની લાજ આપનેજ છે, માટે પ્રસન્ન થઇને એક પુત્ર મને આપો, હજાર વાતની એક વાત તે છે મારી રાણીના આગ્રહથી મે તમારી આરાધના કરી છે અને મને ભરૂસો છે કે તમે તુષ્ટમાન થયા છો તો મારી આશા તમે પૂર્ણ કરશો. ”

કુળદેવીએ રાજાને કહ્યુ કે—“તારા વચનથી હુ તુષ્ટમાન થઈ છુ, તેથી તને એક પુત્ર પ્રાપ્ત થશે પણ તે કુષ્ટિ થશે ” રાજાએ કહ્યુ કે—“હુ આપને પગે પડીને વિનતિ કરૂ છુ કે, હે માતા ! તમે મને વ્યાધિરહિત પુત્ર આપો ” ત્યારે દેવી બોલી કે—“હે રાજન ! તુ ડાહ્યો થઈને આમ મૂઢ કેમ થાય છે ? જેણે જેવા કર્મ બાધ્યા હોય તેને તેવા ભોગવવાજ પડે જિનેશ્વર, ચક્રવર્તી, બળદેવ, વાસુદેવ અને પ્રતિવાસુદેવ જેવાને પણ પોતાના કરેલા કર્મ ભોગવવાજ પડે છે જે જીવે પૂર્વે સપૂર્ણ સુકૃત કર્યુ હોય તે અવિચ્છિન્ન સુખ પામી શકે મે તને એકવાર જે વર આપ્યો કે તમને કુષ્ટિ પુત્ર થશે તે વર હવે હુ ફેરવી શકુ નહીં ’ રાજાએ કહ્યુ કે—“હે માતા ! તુ તુષ્ટમાન થયા છતા મને કુષ્ટિ પુત્ર કેમ આપ્યો ? ” ત્યારે દેવી બોલી કે—“હે વત્સ ! તેનું કારણ સાભળ, મારો ભર્તાર મહર્દ્ધિક દેવતા છે, તેને અમે બે દેવીઓ છીએ અમે બને તેની સાથે

નવા નવા ભોગવિલાસ ભોગવતી સતી આનંદમાં રહીએ છીએ. એક દીવસ મારા પતિએ મારાથી છાનો મારી શોક્યને એક હાર આપ્યો, તે વાર્તની મને ખબર પડી એટલે મારી શોકય ઉપર મને ખાર આવ્યો. અમે બે તે બાબતમાં વાત કરતાં વઢી પડી. તેવામાં મારા પતિએ આવીને તેની તરફેણુ કરી. એટલે મને બહુ ખોટું લાગ્યું અને હું બહુ દિલગીર થઈ, તેથી હું ચિંતાતુર બેઠી હતી; તે વખતે તેં મને આકર્ષી એટલે હું ધસમસતી અહીં આવી અને તને ઉંચા મને કુષ્ટિ પુત્ર થવાનો વર આપ્યો. અમે દેવીઓ આપેલો વર ફેરવતા નથી અને જેવા તમારા ભાગ્ય હોય તેવું જ અમારા મોઢામાંથી નીકળે છે, માટે હવે એ બાબતમાં તારે વિમાસણુ કરવા જેવું નથી."

રાજાએ પણ વિચાર્યું કે—"પુત્ર નથી તે કરતાં તો કુષ્ટિ પુત્ર થાય તે પણ ઠીક છે." પછી દેવીનું વચન તેણે અંગીકાર કર્યું, એટલે દેવી અદ્દશ્ય થઈને પોતાને સ્થાનકે ગઈ. રાજાનો તપ પૂર્ણ થયો એટલે આરાધના સમાપ્ત કરીને તે અમારી પાસે આવ્યા. રાણીને અને મને વરપ્રાપ્તિની વાત કહી સંભળાવી. મેં તેને ધારણા આપી કે 'પ્રભુ સૌ સારાં વાનાં કરશે. એક વાર દેવીનાં વચનથી પુત્ર થશે તો પછી કુષ્ટના નિવારણ માટે અનેક પ્રયત્નો કરશું અને તે રોગ ટાળશું.' રાણી મારા વચનથી રાજી થઈ અનુક્રમે તેજ રાત્રિએ કોઇ જીવ રાણીના ઉદરમાં ઉત્પન્ન થયો. રાણીને ભૂમિગૃહમાં રાખીને ગર્ભનું

પાલનપોષણ કરવા માંડ્યુ, કારણકે લોભીની સપત્તિ ભૂમિ ગૃહમાજ જળવાય છે ગર્ભસ્થિતિ પૂર્ણ થયે રાણીએ પુત્ર પ્રસવ્યો, તેની વધામણી આવતા રાજા બહુ રાજી થયો અને દાસીને વસ્ત્રાલંકારાદિ આપીને રાજી કરી પછી રાજાએ પુત્રજન્મનો મહોત્સવ બહુ સારી રીતે કર્યો શહેરમા ઘરે ઘરે તોરણો બધાવ્યા ધવળ મગળ ગવરાવ્યા નગરમા બધે વાત પ્રસરી ગઈ કે રાણીને પુત્ર આવ્યો એટલે નગરલોક પણ બહુ રાજી થયા ચારે બાજુથી વધામણી આવવા લાગી. પુત્રનુ કેનકધ્વજ નામ પાડવામા આવ્યુ, પરતુ જન્મ દિવસથીજ તે કુષ્ટના રોગથી પિડિત રહેવા લાગ્યો, તેને માટે અનેક પ્રયોગો કર્યા પણ કાઇ ટાકી લાગી નહીં

ખાણુમાં જેમ રત્ન વૃદ્ધિ પામે તેમ રાજપુત્ર પણ ભૂમિગૃહમાજ વૃદ્ધિ પામવા લાગ્યો કોઈ પણ પ્રસગે તેને બહાર નહીં કાઢવાથી લોકો બહુ આશ્ચર્ય પામવા લાગ્યા લોકો દરબારમા રાજપુત્રનુ મુખ નિરખવા માટે અનેક પ્રકારના દેશી વિદેશી વસ્ત્રાભૂષણો લઈ લઈને આવવા લાગ્યા તે સર્વને હુ એમ કહેતો કે 'રાજપુત્ર અત્યત રૂપવંત છે તેથી તેને કોઇની નજર લાગી જાય તેવા ભયથી ભોયરામાજ રાખવામા આવે છે, બહાર કાઢવામા આવતો નથી ' લોકો પણ મારી વાત સાચી માનવા લાગ્યા, અને અદર અદર વાતો કરવા લાગ્યા કે–'રાજાની પુન્યાઇ વિસ્તાર પામી કે જેથી આવો દેવકુમાર જેવો પુત્ર પ્રાપ્ત થયો, જેનુ મુખ જોવાનુ સૂર્યને પણ દુર્લભ

છે, તેનું મુખ આપણે શી રીતે જોઈ શકીએ. શાસ્ત્રમાં પણ સાર વસ્તુનું સારી રીતે જતન કરવાનું કહેલું છે.

લોકોના મુખથી આ વાત અનુક્રમે દેશ પરદેશમાં વિસ્તાર પામી. પારકી ચિત્તવૃત્તિને બ્રહ્મા પણ જાણી શકતા નથી તો પછી બીજાની શી વાત કરવી. અન્યદા અમારા નગરના વેપારી કરીયાણા લઇને ફરતા ફરતા આ વિમળાપૂરીએ આવ્યા. અહીં **મકરધ્વજ** નામે રાજા છે, તેની પાસે તે વેપારીઓ મળવા ગયા, રાજાએ તેમને યથાયોગ્ય માન આપ્યું, રાજસભામાં મકરધ્વજ રાજા ને તે વેપારીઓ બેઠા બેઠા વાતચિત કરતા હતા, તેવામાં રાજપુત્રી **પ્રેમલા** ત્યાં આવી અને તે રાજાના ખોળામાં બેઠી. તે રાજકન્યા મહા રૂપવંત હતી, ચોસઠ કળાનું નિધાન હતી, નવું યૌવન પામેલી હતી અને ચંદ્રમા જેવી શાંત મુખવાળી હતી. તેને જોઇને અમારા શહેરના વેપારીઓ આશ્ચર્ય પામ્યા. તે વખતે રાજાએ વેપારીઓને પૂછયું કે–'તમે કયા દેશથી આવ્યા છો ? ત્યાં કોણ રાજા છે અને તેની શી હકીકત જાણવા જેવી છે તે કહો.' એટલે વેપારીઓએ પોતાના દેશની વાત વિસ્તારથી કહેવા માંડી. તેમાં કહ્યું કે–'અમે સિંધુ દેશથી આવ્યા છીએ. ત્યાં સિંહપુરી નામે નગરી અલકાપુરી જેવી છે. ત્યાં કનકરથ નામે રાજા છે, તેને કનકધ્વજ નામે પુત્ર છે, પણ તે કામદેવ જેવો અતિ રૂપવંત હોવાથી તેને ભોંયરામાંજ રાખવામાં આવે છે. તેને જોવાનો સૌના મનમાં અત્યંત ઉત્સાહ વર્ત્યા કરે છે, પ-

ર તુ કોઈની નજર લાગી જવાના ભયથી તેને બહાર કાઢવામા આવતો નથી અમે તેના રૂપની પ્રશ સા કેટલી કરીએ ? તે પ્રત્યક્ષ કામદેવ જેવો રૂપવ ત છે એમા કિ ચિત્ પણ અસત્ય નથી '

અમારા વેપારીઓની આ પ્રમાણેની વાત સાભળીને મકરધ્વજ રાજા બહુ રાજી થયો, તેણે વેપારીઓને ઉત્તમ પોશાક આપ્યો અને બીજે દિવસે સભામા આવવાનુ કહીને વિદાય કર્યા

અહીં આવેલા વેપારીઓ તો અહીં રહીને વ્યાપાર કરવા લાગ્યા મકરધ્વજ રાજાએ પોતાના બુદ્ધિના ભ ડાર જેવા મ ત્રીને બોલાવ્યો અને તેને કનકધ્વજના રૂપ સ બ ધી વાર્તા કહી સ ભળાવી મ ત્રીએ પૂછ્યુ કે—"મને આ વાત કહેવાનો હેતુ શો છે ? ' રાજાએ કહ્યુ કે—"રાજપુત્રી પ્રેમલા માટે વરની શોધમા આપણે છીએ, તેવામા અચાનક સ યોગ મળી ગયો છ તેને યોગ્ય આ વર જણાય છે પુત્રીને યોગ્ય વર મળે તો મને આન દ થાય આના જેવો બીજો વર મળવો મુશ્કેલ જણાય છે તેથી જો તમારૂ મન માને તો તેની સાથે પ્રેમલાનો વિવાહ કરીએ ' મ ત્રી બોલ્યો કે—"મહારાજ ! પરદેશીની વાત ઉપર ભરૂ સો કેમ રખાય ? ભલો કે બુરો પણ પોતાનો હોય તે સૌને વહાલો લાગે છે અને પરદેશમા પ્રશ સા પણ થાય છે પોતાની માને કોઈ ડાકણ કહેતુ નથી વળી પોતાના દેશના કાટા પણ પ્રિય લાગે છે, પણ પરદેશના ફુલ પ્રિય

લાગતા નથી. આમ હોવાથી તે વેપારીઓના વચન ઉપર તો પ્રતીતિ રખાય નહીં, કારણ કે તે ત્યાંનાજ રહીશ છે. તેથી જો કોઈ બીજા ત્રાહિત માણસો જે પરદેશી હોય તે તેની પ્રશંસા કરે તો મનમાં નિશ્ચય થઈ શકે." રાજાએ મંત્રીની વાત કબુલ કરી. પછી પુત્રીને વિસર્જન કરી અને રાજા રયવાડીએ ગયો. અટવીમાં જઈને રાજાએ ઘણા મૃગાદિ પશુઓને ઉપદ્રવિત કર્યા, પાછળથી મંત્રી પણ ત્યાં આવ્યો પછી રાજા શ્રમિત થઈને નજીકમાં એક સરોવર હતું તેની પાળ ઉપર જઈને વિસામો લેવા બેઠો.

તેવામાં કોઈ દેશના સોદાગરો પાણી પીવા માટે તે સરોવરે આવ્યાં, સરોવરમાંથી નિર્મળ જળ પીને તેઓ પાછા વળ્યા. એટલે મકરધ્વજ રાજાએ તેને બોલાવ્યા, અને આદરપૂર્વક પૂછ્યું કે—"તમે પરદેશી મુસાફરો છો, તો તમે અનેક દેશોમાં અનેક કૌતુકો જોયા હશે, તેમાંથી મારે જાણવા જેવું કોઈ કૌતુક હોય તો કહો. તમે આકૃતિએ પણ વિચક્ષણ જણાઓ છો તેથી મારી ઇચ્છા પૂર્ણ થશે એમ હું માનું છું."

રાજાએ આ પ્રમાણે કહેવાથી સોદાગરો તેમની પાસે બેઠા. અને પોતે જાણેલી અદ્ભૂત વાર્તા કહેવા લાગ્યા. તેઓ બોલ્યા કે—"હે રાજેંદ્ર! અમે ફરતા ફરતા સિંધુ દેશમાં ગયા હતા, ત્યાં સિંહલપુરી નામે નગરીમાં કનકરથ નામે રાજા છે. તેને કનકધ્વજ નામે પુત્ર છે. તે રૂપ રંગનો ભંડાર છે. દેશ વિદેશમાં તેની કીર્ત્તિ વિસ્તરેલી છે. પણ તે કુમાર

ભોયરામા જ રહે છે તેને બહાર લાવવામા આવતો નથી જો તેને શરીરે પવન લાગે તોપણુ તે ફુલની જેમ કુમળાઇ જાય એવો તે સુકોમળ છે તેનુ રૂપ અલૌકિક છે, પણુ તે કોઇએ જોયુ નથી હે મહારાજ ! અમે એ અચરિજ સાભળ્યુ છે " રાજાએ તેની વાત સાભળીને તેમને વિદાય કર્યા મનમા નિરધાર કર્યો કે પ્રેમલાનો વિવાહ એની સાથે જ કરવો વ્યાપારીઓના વચનપર પણુ હવે વિશ્વાસ બેઠો પછી સધ્યા સમય થયો એટલે રાજા ઘરે આવ્યા અને મત્રીને પોતાનો વિચાર જણાવ્યો, પરતુ મંત્રીએ કહ્યુ કે—" મને હજુ પણુ શકા રહે છે, વિશ્વાસ આવતો નથી કારણુ કે કાને સાભળવાથી એ વાતની પ્રતીતિ થઇ શકે નહી, નજરે જોવામા આવે તોજ સાચુ મનાય, માટે આપણા કોઇ સેવક ત્યા જાય અને તેનુ રૂપ નજરે જુએ પછી અહીં આવીને કહે તો તેની સાથે પ્રેમલાલચ્છીનો વિવાહ જોડવો આ કોઈ નાની સુની વાત નથી આખી જીદગીનો સબધ જોડવો છે તેથી તપાસ તો પુરેપૂરી કરવી જોઇએ "

મત્રીના આવા વચન સાભળીને રાજાએ અમારા ગામના વેપારીઓને તેડાવ્યા અને આદર સત્કાર કરીને કહ્યુ કે " તમે એક અમારૂ કામ કરો તમે મારા પ્રધાનોને સાથે લઇને સિહલપુરી જાઓ ત્યા તેમને કુવરનુ રૂપ બતાવો અને જો તેનુ રૂપ કુવરી જેવુ હોય તો તમે ત્યાજ શ્રીફળ આપીને વિવાહ નક્કી કરજો. આટલુ કામ કરી આપવાથી હુ

તમારો આભાર માનીશ અને કોઈ દિવસ એ ઉપકાર ભૂલીશ નહીં." વેપારીઓ બોલ્યા કે—"એમાં મોટી વાત શું છે? આપના હુકમ પ્રમાણે અમે ખુશીથી કામ કરી આપશું. કારણ કે અહીં તમારી પુત્રી અને ત્યાં કનકરથ રાજાનો પુત્ર બંનેની સરખે સરખી કોઈ પણ પ્રકારની ખોડખાંપણ વિનાની જોડી છે. તો તે મેળવવામાં અમે બનતો પ્રયાસ કરશું. આપના પ્રધાનોને અમારી સાથે મોકલો, અમે તેની અમારાથી બનશે તેવી ચાકરી કરશું." રાજાએ તરતજ ચાર બુદ્ધિમાન પ્રધાનોને તૈયાર કર્યા, અને અમારા ગામના વેપારીઓની સાથે સિંહલપુરી તરફ વિદાય કર્યા. તેઓ અનુક્રમે સિંહલપુરી આવ્યા અને વ્યાપારીઓને ત્યા ઉતર્યા. વ્યાપારીઓએ તેમને સારી રીતે ભોજનાદિકવડે સંતુષ્ટ કર્યા.

સંધ્યાકાળ થયો એટલે વેપારીઓ પેલા પ્રધાન પુરૂષોને લઈને કનકરથરાજા પાસે આવ્યા. પ્રથમ પ્રધાનોને બહાર બેસાડીને તેઓ રાજાને મળ્યા અને બધી વાત કરી બતાવી. તેઓએ છેવટે કહ્યું કે—" મકરધ્વજ રાજાના પ્રધાનો આપણા રાજકુમાર સાથે રાજપુત્રી પ્રેમલાલચ્છી જે અત્યંત રૂપવંત છે અને જેને અમે નજરે જોયેલી છે તેનો વિવાહ કરવા અમારી સાથે આવ્યા છે અને તેઓ બહાર ઉભા છે." રાજાએ તરતજ તેમને અંદર લાવવાની આજ્ઞા કરી પ્રધાનોએ તે સાંભળતાં અંદર આવી રાજાને પ્રણામ કર્યા અને કેટલીક પ્રશંસા કરી. રાજાએ હર્ષિત થઇને તેઓને આસનપર

બેસાર્યા, કુશળ સમાચાર પૂછયા અને પછી કહ્યુ કે—“તમે ક્યાથી આવ્યા છો ? કયા સુધી જવુ છે ? કોણે મોકલ્યા છે ? ને શુ કાર્ય છે ?” રાજા તરફથી આમ પ્રશ્ન થતા તે ચાર પ્રધાનોમાથી એક અવસર ઉચિત બોલનાર ચતુર પ્રધાન હતો તે બોલ્યો કે—“હે રાજન ! અમે મોરઠ દેશથી આવ્યા છીએ અને અમારા મકરધ્વજ રાજાએ અમને તમારી પાસેજ મોકલ્યા છે આ તમારા ગામના વેપારીઓએ અમારા રાજાની પાસે તમારી ઘણી પ્રશસા કરી અને તમારા પુત્ર કનકધ્વજના રૂપના પણ ઘણા વખાણ કર્યા બીજા સોદાગરો આવ્યા હતા તેમણે પણ તમારા પુત્રના રૂપની પ્રશસા કરી તમારો પુત્ર એવો રૂપવત હોય તેમા નવાઇ પણ નથી, કેમકે હસના કુળમા હસજ હોય અમારા રાજાને એક પ્રેમલાલચ્છી નામે પુત્રી છે તે પણ ઘણી રૂપવત છે તેની સાથે તમારા પુત્રનો વિવાહ મેળવવા અમને અહીં મોકલ્યા છે આ વાતમા તમારે પણ કાઇ આનાકાની કરવા જેવુ નથી કારણ કે તે મોરઠદેશનો રાજા છે અને તમે સિહલદેશના રાજા છો સરખેસરખી જોડ છે, વળી તમે જાણો છો કે અમે પણ ઘણી ભૂમિ ઉલ્લઘીને એ કાર્ય કરવા માટેજ અહીં આવ્યા છીએ અને વિવાહ મેળવ્યા વિના પાછા જવાના નથી ”

મકરધ્વજ રાજાના પ્રધાનોની આ પ્રમાણેની હકીકત સાભળીને સિંહલરાજા બોલ્યા—“તમે જે બધી વાત કહી તે મે સાભળી, પણ તમે આટલા બધા ઉતાવળા કેમ થાઓ છો ? ઉતાવળા કામ કરવામા સ્વાદ આવતો નથી ધીર

જનાં ફળ મીઠાં કહેવાય છે. તમારા રાજાએ અહીં સુધી તમને મોકલ્યા તો તે બહુ સારૂં કર્યું, અમે તમારૂં કહેવું માથે ચઢાવી લીધું. હવે તમે જરા સ્વસ્થ થાઓ. અમે વિચાર કરીને આનો ઉત્તર આપશું. તમે દૂર દેશાંતરથી આવ્યા છો તો તમને દિલગીર નહીં કરીએ. પણ હજી અમારો પુત્ર નાનો છે. અત્યારથી વિવાહની વાત શી ? જ્યારે મોટો થશે ત્યારે વિવાહ કરશું. વળી તેણે હજી સુધી ઘરનું આંગણું પણ જોયું નથી. હજી તો ભોંયરામાં જ રહે છે. અમે ખોળામાં લઈને તેને રમાડ્યો પણ નથી. વળી તમારા રાજાની પુત્રીને અમે જોઈ પણ નથી, તો કન્યા જોયા વિના વિવાહ પણ કેમ થાય ? તે છતાં તમારા રાજાને બહુ ઉતાવળ જ હોય તો ખુશીથી બીજે વર શોધી લ્યો, એમાં અમને કાંઇ વાંધો નથી ”

આ પ્રમાણે કહીને આવેલા પ્રધાનોને રાજાએ ઉતારે મોકલ્યા. પછી મને બોલાવીને કહ્યું કે—“હે હિંસક ! કહે, હવે શું કરવું છે ? આમ રોજ રોજ દેશાવરી માણસને ક્યાં સુધી ભોળવ્યા કરશું ? આવી મહા રૂપવંત કન્યા અને આપણો કુષ્ટિપુત્ર તેનો વિવાહ શી રીતે જોડાય ? મને તો આવું કુડકપટ કરવું કોઈ રીતે ગમતું નથી. કારણ કે કુડ ત્યાં ધૂડ છે, કુડ કળીનું સ્વરૂપ છે, સૌથી ભુંડું કુડ છે. સત્કર્મને તો તે કુહાડા જેવું છે. માટે આ પ્રધાનો જે આશાભર્યા આવ્યા છે તેને ખરી વાત કહી દેવી ને પાછા મોકલવા. દેખીપેખીને દેવકન્યા જેવી રાજપુત્રી સાથે આપણા

કોઢી પુત્રનો વિવાહ ન કરવો પૂર્વે ઘણા કુડકપટ કર્યા હશે તેથી પુત્ર કુષ્ટિ થયો છે વળી આ ભવમા કુડકપટ કરીએ તો તેના ફળ કેવા અનિષ્ટ ભોગવવા પડે ? તેથી મારૂ મન તો એવો અન્યાય કરવામા વધતુ નથી તારા વિચારમા શુ આવે છે તે કહે "

રાજાના આ પ્રમાણેના વચનો સાભળીને મે કહ્યું કે– "હે રાજન્ ! હજીસુધી રાજપુત્ર કુષ્ટિ છે એમ કોઈએ જાણ્યુ નથી જો આમજ કરવુ હતુ તો પછી તેને ભોંયરામા શામાટે રાખી મૂકયો ? મૂળથી જ જૂઠુ કરવુ નહોતું જ્યારે એકવાર કર્યુ છે તો પછી હવે બ્હીવું શા માટે જોઈએ જ્યાસુધી દિવસ પાધરા છે ત્યાસુધી બધુ ઠીક થઈ રહેશે આ પ્રધાનો દૂર દેશથી આવ્યા છે તો તેને નિરાશ ન કરવા. મન ગમતો વિવાહ મળ્યો છે તો કરી લેવો યોગ્ય છે આપણે કુળ દેવીને આરાધીશુ અને કોઈપણ રીતે પુત્રને નિરોગી કરશુ માટે હવે જે આદર્યુ છે તે પૂરૂ કરવુ, હારી જવુ નહીં આ જગતમા જૂઠુ તો બહુ મીઠુ છે જૂઠાથી સપત્તિ મળે છે અને પ્રતિકૂળ હોય તે અનુકૂળ થાય છે માટે જૂઠાથી જરા પણ ડરવા જેવુ નથી ચોરી કરનારની સારવાર કરનાર પણ મળી આવે છે, તો શુ આપણે કાઇ કરી નહીં શકીએ ? આપ મુઝાઓ છો શા માટે ? બધુ કરશુ ને પાર ઉતરશુ માટે આપે લગાર પણ ચિતા કરવી નહીં

મારી આ પ્રમાણેની વાત સાંભળીને રાજાએ મને કહ્યુ

કે–" તારૂં કર્યું તું ભોગવ. તારે ગમે તે કર. હું એમાં વચ્ચે આવવાનો નથી." મારી અને રાજાની વચ્ચે આ પ્રમાણેની વાતચિત ચાલે છે, તેવામાં મકરધ્વજ રાજાના પ્રધાનો ત્યાં આવ્યા અને કહેવા લાગ્યા કે—" હે રાજન્ તમે આટલા દિવસ વાતમાં ને વિચારમાં કાઢી નાખ્યા હવે આપની ઇચ્છા ન જ હોય તો કાંઇ પરાણે પ્રીતિ થતી નથી. પણ અમારૂં કહેવું એમ છે કે જો તમારો પુત્ર બીજી પણ રાજકન્યા પરણશે તો અમે શી ચોરી કરી છે કે અમારી રાજપુત્રી ન પરણે ? વળી રાજપુત્ર રાજપુત્રીને પરણે એ તો જગત્‌ની રીત છે; પણ તમે તો કાંઇ નવી રીત કરવા ધારી જણાય છે ! વળી અમારી રાજપુત્રી એક વાર તમારા પુત્રની સ્ત્રી કહેવાણી તેને હવે બીજાને આપશું તેમાં તમારી લાજ પણ શી રહેશે ? લક્ષ્મી ચાલીને ઘેર આવે ત્યારે તેને પાછી કોણ વાળે ? માટે તમે ડાહ્યા થઇને ભૂલો છો. હજુ પણ અમારૂં કહેવું એમ છે કે આવેલો અવસર ચૂકવો ઠીક નથી."

પ્રધાનોની આ પ્રમાણેની વાત સાંભળીને હે ચંદ નરેશ ! મેં અમારા રાજાને કહ્યું કે—" આની વિનંતિનો સ્વીકાર કરો. એને નિરાશ કરીને પાછા વાળવા ઠીક નથી. દૂર દેશથી એઓ અહીં સુધી આવ્યા, એને ફોગટ પાછા ફેરવવા એમાં આપણી પણ આબરૂ નથી. વળી કનકધ્વજ કુમારને પ્રેમલાલચ્છી પરણશે તેથી આપણો ને વિમળાપુરીના રાજાનો સ્નેહ પણ વૃદ્ધિ પામશે." આ પ્રમાણે કહીને મેં અમારા રાજાની ઉપરવટ થઇ તે વિવાહનો સ્વીકાર કર્યો ને શ્રીફળ

લીધું તેમજ પાન સોપારી વહેંચ્યા એટલે તે પ્રધાનો પણ રાજી થયા અમારા રાજાને તે વાત પસંદ પડી નહીં બાકી બીજા તો બધા સજ્જન કુટુંબીઓ એકઠા મળ્યા અને સૌ આનંદ પામ્યા પછી પેલા ચાર પ્રધાનોએ હર્ષિત થઇને મને કહ્યું કે—"તમે વિવાહ કબુલ કરાવીને અમારી ઉપર મોટો ઉપકાર કર્યો છે, પણ હવે અમને કુંવર દેખાડો કે જેથી અમે અમારા સ્વામી પાસે જઇને તેનું વૃત્તાંત કહી શકીએ અમને પણ તેને જોવાની ઘણી હોશ છે, તેથી અમને નયણે દેખાડીને કૃતાર્થ કરો"

એ પ્રધાનોનો આવો આગ્રહ જોઈને મે કપટ કેળવી ઉત્તર આપ્યો કે—"કુંવર તો એને મોસાળ રહે છે, તે અહીંથી દોઢસો યોજન દૂર છે વળી તેની પાસે તો માત્ર એક ધાવજ રહે છે કુંવર ત્યાંપણ ભોંયરામાં રહે છે અને તેને ભણાવનાર બહાર રહીને ભણાવે છે તેને પણ કુંવરનું દર્શન થતું નથી, તો તમારી તેને જોવાની આશા પૂરી થવાની નથી સૂર્યના કિરણ પણ તેને સ્પર્શ કરી શકયા નથી, તો તમારી શી ગુંજાશ છે કે તમે જોઇ શકો ?" આ પ્રમાણે કહ્યા છતાં પણ તેઓએ તો તેને જોવાનો હઠ જ લીધો એટલે પછી હું તે ચારેને મારે ઘરે તેડી ગયો અને ત્યાં તેને નવરાવી વિલેપન કરાવી ઉત્તમ વસ્ત્રાભૂષણો પહેરાવી અનેક પ્રકારની રસોઈ જમાડીને સંતુષ્ટ કર્યા અને મણિરત્નાદિકના આભૂષણો આપી રાજી કર્યા તો પણ તેઓએ મોટો હઠ કરવા માંડ્યો કે-'અમને રાજપુત્ર તો દેખાડવોજ પડશે' પછી

મેં કહ્યું કે—"તમે ખોટો આગ્રહ શામાટે કરો છો? કુંવર અત્યંત રૂપાળો છે. વળી જે વાતથી તમારા રાજા તમને ખીજે એવું અમે જ શામાટે કરીએ. અમે પણ સાત ગળણે ગળીને પાણી પીનારા છીએ. કપટ કરવાના ઠેકાણા બીજા ઘણા છે, અહીં કપટ કરીએ જ નહીં. વળી કુંવર કાંઇ છાનો નથી, સૌ જાણે છે કે મહા રૂપવંત છે. અમે જે કામ કર્યું છે, તે વિચારીને જ કર્યું છે. એમાં તમારી હાંસી થાય એવું નથી. જો કે આ ઠેકાણું અમારે યોગ્ય નથી; પણ અમારાથી તમારૂં વચન લોપાણું નહીં તેથી જ આ સગાઇ કરી છે. તમે પણ કોઇ સારા શુકન જોઇને આવેલા તેથી મનગમતું કાર્ય કરીને જાઓ છો, અને પ્રેમલાલચ્છી પણ પૂરી ભાગ્યશાળી, તેણે સાચે મને ગૌરીની પૂજા કરેલી તેથી જ તે આવો વર પામી છે! હવે તમે વધારે હઠ શા માટે કરો છો? અમે એક રોટલીના બદલામાં આખો અરહટ્ટ વેચી નાખ્યો છે. પૂર્વના લેખ લખેલા તેથી જ આ સગાઇ થઇ, માટે હવે એમાં કાંઇ બોલવા જેવું નથી." આ પ્રમાણે ઘણી રીતે કહેતાં પણ જ્યારે તે ફોસલાણા નહીં ત્યારે પછી ચારેને ક્રોડ ક્રોડ ટકા આપીને લલચાવ્યા. એટલે પછી તો બોલ્યા જ નહીં. જાણે કપાળમાં ડાંભ દીધો હોય તેમ ટાઢા જ થઇ ગયા. જે રાતા પીળા થઇ જતા હતા તે શીળા થઇ ગયા અને દામના દાસ થઇ જઇને બોલ્યા કે–"કહો, હવે લગનનો દિવસ કયો નક્કી કરો છો?"

પછી અમે સૌ સિંહલરાજા પાસે આવ્યા અને ત્યાં પંડિત જોષીઓને બોલાવ્યા, તેમના કહેવા પ્રમાણે છ મહીના પછીનું લગ્ન નક્કી કર્યું. રાજાએ તે પ્રધાનોનું સન્માન કર્યું એટલે તેઓ પણ સુખે મોઢે ત્યાંથી પોતાના દેશ ભણી જવા ચાલી નીકળ્યા. અમે આપેલા પૈસા તેમણે અગાઉથીજ પોતાને દેશ મોકલી દીધા. ત્યાં જઇને તેમણે પોતાના રાજા પાસે સગાઇ કરી આવ્યાની વાત કરી અને કુંવરના રૂપના ખુબ વખાણ કર્યાં. એટલે મકરધ્વજ રાજા પણ બહુ ખુશી થયો અને તે ચારેને લાખ દ્રવ્યનો પસાય કર્યો. તેણે આમાં કાંઇ પણ કપટ છે એમ જાણ્યું નહીં.

અહીં અમે પાછળથી જાનની તૈયારી કરવા માંડી. હાથી, ઘોડા, રથ તમામ તૈયાર કર્યા. જાનૈયાઓ પણ તૈયાર થવા લાગ્યા. આવી બહુ ધામધુમ જોઇને લોકો પૂછવા લાગ્યા કે 'આટલી બધી ધામધુમ શેની છે?' એટલે રાજસેવકો કહેવા લાગ્યા કે 'રાજપુત્ર પરણવા જનાર છે તેની જાનની આ બધી તૈયારી છે' એટલે લોકો પણ આનંદ પામ્યા અને હવે આપણે રાજપુત્રને જોશું એમ ધારી તેને જોવાને તલપી રહ્યા. આ પ્રમાણેની બધી તૈયારી જોઇને સિંહલરાજાએ મને એકાંતમાં બોલાવીને કહ્યું કે—"અરે ભુંડા! આ બધી તૈયારી કરીને કન્યાનો ભવ કયાં બગાડે છે? કનકધ્વજનું રૂપ ચૉગમાં પ્રગટ થશે. પછી પ્રેમલા તેની સંગ પરણશે? એ વખત આપણો ફજેતો થશે અને આપણે પણ શું મોઢું બતાવશું?" ત્યારે

મેં કહ્યું કે—"તમે ચિંતા ન કરો અને કુળદેવીને આરાધો. તેનાથી આપણી ચિંતા ટળશે." રાજાએ તરત જ તે વાત કબુલ કરીને કુળદેવીને આરાધી. તે પ્રગટ થઈને બોલી કે—'વારે વારે મને શા માટે બોલાવો છો?' રાજાએ કહ્યું કે—'હે માતા! મારી ના છતાં પ્રધાને અયુક્ત કાર્ય કર્યું છે, હવે જીતવાનું તમારે હાથે છે, માટે કોઈ પણ રીતે કુંવરને નિરોગી કરો. તે સિવાય બીજો ઉપાય નથી. તમે કુળમાતા છો તો અમારૂં દુઃખ ટાળવું તે તમારૂં કામ છે." દેવી બોલી કે—"હે રાજન્! કુંવરને પૂર્વકર્મજન્ય રોગ છે. તે તો કોઈ રીતે દૂર થવાનો નથી, પરંતુ હું તમારી ચિંતા ટાળીશ. લગ્નની રાત્રિએ આભાનગરીનો રાજા ચંદ પોતાની વિમાતા ને સ્ત્રીની પાછળ વિમળાપુરીએ આવશે અને તે પ્રેમલાને પરણશે. આટલું હું કરી આપીશ. માટે તમે ધીરજ રાખજો." આ પ્રમાણે કહીને દેવી અદૃશ્ય થઈ. સિંહલરાજા હર્ષ પામ્યો અને જાનની તૈયારી ઉતાવળે કરવા માંડી. પ્રયાણને દિવસે એક હાથી ઉપર પડદાવાળી અંબાડીમાં કનકધ્વજને બેસાડયો. અમારી કપટરચના કોઈને જણાવા ન દીધી. પછી ત્યાંથી પ્રયાણ કરી આડંબર સાથે ચાલતાં અનુક્રમે અમે અહીં વિમળાપુરી આવ્યા અને મકરધ્વજ રાજાને મળ્યા. અમને તેણે ઘણો સરસ ઉતારો આપ્યો અને અમારી સુંદર ભોજનાદિવડે ભક્તિ કરવા માંડી.

હવે આજ રાત્રે પ્રેમલા ને કનકધ્વજનો વિવાહ થવાનો છે. તે પ્રસંગે કુળદેવીના વચનથી અમે આ નગરની સાતે

પોળે માણુસો બેસાડ્યા છે કુળદેવીના કહેવા પ્રમાણે બે સ્ત્રીઓની પાછળ તમે આવ્યા છે અને તેથીજ અમે તમને આભાનરેશ ચ દરાજા તરીકે ઓળખ્યા છે તમને જોઇને અમે આન દ પામ્યા છીએ હવે અમારી વિનતિનો તમે સ્વીકાર કરો અને પ્રેમલાલચ્છી પરણી આપો હવે જો તમે હા નહીં પાડો તો અમે પાચે જણા લાઘીશુ અમને જીવાડવા કે મારવા એ તમારા હાથમા છે અમારી લાજ પણ તમારા હાથમા છે હવે અમારા દુશ્મનોને હસાવવા હોય તો તમારી મરજી અહીં કદી વધારે રકઝક કરશો તો રાજમ દિર પાસે છે, એટલે બધી વાત ઉઘાડી પડશે વળી અગાઉ પણ ઘણા પુરૂષો ભાડે પરણ્યા છે, તમારે કાઈ પહેલ કરવાની નથી તમને એમા કાઇ દોષ લાગવાનો નથી વળી રકઝકમા વધારે વખત જવાથી રાત વિતશે ને વાત રહી જશે, માટે જલદી હા પાડો અમે રાજપુત્રમા અને તમારામા દેવીના વચનથી બીલકુલ અ તર ગણુતા જ નથી ”

આ પ્રમાણેની હિ સકમ ત્રીની કહેલી તમામ હકીકત સાંભળીને ચ દરાજાએ સિ હલ નૃપને ઉદ્દેશીને કહ્યુ કે-“ આ વાત તમારે કરવી ઘટતી નથી આમા હવે હિ મકને પણ કેટલો ઓલભો દઈએ આ રીત તદ્દન ખોટી છે, કરવા યોગ્ય નથી વળી હુ એવી સુ દર રાજકન્યાને પરણીને તમને કેમ સોપુ ? એવી રીતે ઠરવાથી ક્ષત્રીવટ લાજે તે પણ મારાથી કેમ બને ? ” આ પ્રમાણે ચ દરાજાએ ઘણી યુક્તિ પ્રયુક્તિ

કરી, પણ છેવટે રાજા ને મંત્રીએ મળીને અનેક પ્રકારના કુડ-કપટથી ચંદરાજાના ચિત્તને રીઝવ્યું. એટલે ઉંડો વિચાર કરીને ચંદરાજાએ પરણી આપવાની હા પાડી. તેથી સિંહલરાજા ઘણો હર્ષિત થયો અને એકદમ વરને શણગારવાની અને વરઘોડાની તૈયારી કરવા માંડી. ચારે બાજુ આનંદના વાજીંત્રો વાગવા માંડ્યા.

## પ્રકરણ ૮ મું.

હવે ચંદરાજાને ન્હવરાવી ઉત્તમ વસ્ત્રાભૂષણો પહેરાવ્યાં અને વરઘોડાને લગતી બીજી તમામ પ્રકારની તૈયારી કરી. સિંહલરાજાને ઉતારેથી વરઘોડો આગળ ચાલ્યો. લોકો ચારે તરફ જોવાને હળીમળી રહ્યું. લોકો કહેવા લાગ્યા કે–'જુઓ! સિંહલરાજાનો પુત્ર કનકધ્વજ વરરાજા અપ્રતિમ રૂપશાળી ચાલ્યા આવે છે.' એ વખતે હજારો દીપકો ચારે બાજુ પ્રકટાવેલા છે તે જોવા સૂર્ય તો રાત્રિ હોવાથી આવી શકયો નથી, પરંતુ પોતાના કીરણોને જાનૈયા તરીકે મોકલ્યા હોય એમ જણાય છે. એ વખતે દિનકરને વાહને ચંદ્રમા ચડયો લાગે છે અને જેમ ચંદરાજા વરઘોડે ચડયા છે; છતાં કનકધ્વજ ગીતમાં ગવાય છે તેમ ચંદ્રની શોભા પણ વધી પડી છે. કેટલાક કહે છે કે 'આ તો કનકધ્વજ નહીં–કોઇ બીજો જણાય છે.' વળી કેટલાક કહે છે કે–'આપણે કનકધ્વજને કયાં જોયો હતો, માત્ર સાંભળ્યો હતો અને જેવો સાંભળ્યો

હતો તેવો તો અત્યારે દેખાય છે આવો અપૂર્વ રૂપવંત વર મળવાથી આપણા નૃપની પુત્રી બહુ ભાગ્યશાળી જણાય છે આની માતાને પણ ધન્ય છે કે જેણે આવા પુત્રને જન્મ આપ્યો છે આના રૂપની પાસે દેવનુ રૂપ પણ કાઈ હીસાબમા નથી ’

વરઘોડા ધીમે ધીમે ચાલતો અને લોકોની વરને જોવાની મનોવૃત્તિને સતુષ્ટ કરતો તોરણ પાસે આવ્યો સ્ત્રીઓ પણ વેવાઈનુ ઘર પાસે આવવાથી બમણા જોસથી ગીત ગાવા લાગી પછી વરઘોડા ઉપરથી ઉતર્યા અને સાસુએ ગોરે બતાવેલી વિધિ પ્રમાણે વિધિ કરીને–પોખીને મડપમાં લીધા વર માતૃગૃહ ( માયરા ) મા બેઠા એટલે પ્રેમલાલચ્છી (કન્યા) ને લાવીને તેની સામે બેસાડવામા આવી તે બનેની જુગતી જોડી જોઈને સર્વ લોકો કહેવા લાગ્યા કે–‘ આતો બરાબર કામદેવ અને રતિની જેવી જોડી મળી છે પ્રભુ આ જોડીને અખડ રાખજો ’ આ પ્રમાણે સર્વ માણસો આશીર્વાદ આપવા લાગ્યા.

હવે વીરમતી ને ગુણાવળી પણ નગરમા ફરી ફરીને ત્યા વરને જોવા માટે આવ્યા અને એકીટસે તેને જોવા લાગ્યા. તે વખતે વરકન્યાને ચૉરીમા લાવવામા આવ્યા અને ચારે મગળ વર્ત્યા વિધિપૂર્વક લગ્નક્રિયા પૂરી થઇ તે વખતે ગુણાવળી સાસુને કહેવા લાગી કે–“ હે બાઈજી ! આ વર તો આપણો ઓળખીતો છે એ તમારા પુત્ર જ છે હુ વીશે વિશ્વા કહુ છુ કે એમા ફેર નથી. ” વીરમતીએ તેનુ કહેવુ

તદ્દન અસંભવિત હોવાથી માન્યું નહીં અને તે તરફ ધ્યાન પણ આપ્યું નહીં. એટલે વરને બરાબર નિહાળી જોઇને ફરી ગુણાવળી બોલી કે–" અરે બાઇજી ! હું કહું છું તે ખરેખરૂં છે. આ મારા પ્રીતમજ છે અને અહીં પરણવાથી આ પ્રેમલાલચ્છી સાચેસાચી મારી શોક્ય થઇ છે. આપણે બે જેમ આવ્યા તેમ એ પણ કોઇ રીતે આવ્યા જણાય છે. મને એ વાતમાં પૂરેપૂરો સંદેહ પડયો છે." સાસુ બોલ્યા કે–" અરે વહુ ! એવી કચપચ શામાટે કરે છે અને ખોટો સંદેહ શા માટે લાવે છે ? ચંદ તો આભાપુરીમાં સુતો છે અને આ તો કનકધ્વજ કુમાર છે. હું તને કહેતી હતી કે ચંદ કરતાં પણ સુંદર મનુષ્યો હોય છે તેનું આ પ્રત્યક્ષ પારખું છે. તું ચંદ ચંદ શું ઝંખ્યા કરે છે ? તારો પતિ તો ગારૂડી જેમ નાગને બાંધી રાખે તેમ મંત્રથી બંધાઇને ઉંઘમાં પડેલો છે, તે આપણે જઇને છોડશું ત્યારે છુટશે. તું મારૂં વચન માન અને આમ ભોળી થઇને જેને તેને ચંદ કહેવાનું છોડી દે. આ જગતમાં સરખે સરખા પણ લાખો મનુષ્યો હોય છે." સાસુનાં આ પ્રમાણેનાં વચનો સાંભળી ગુણાવળી મૌન રહી પણ તેના માનવામાં તેની વાત આવી નહીં.

હવે અહીં મકરધ્વજ રાજા વરને જોઇને બહુજ રાજી થયો અને પોતાને આવો જમાઇ મળ્યો તેને માટે પોતાના આત્માને ધન્ય માનવા લાગ્યો. તે વિચારે છે કે ' આવા અનુપમ રૂપવાળા વરને વિધાતાએ કેવી રીતે ઘડ્યો હશે ? મારી બેટી જેવી ગુણની પેટી છે, તેવોજ તેને વર પણ મળ્યો છે.

હવે એ જોડી અવિચળ રહો ને તેમા ખામી ન આવો આ પ્રમાણે મનમા અત્યત હર્ષિત થઈને કરમોચન વેળાએ તેણે હાથી, ઘોડા, રથ, મણિ, મુક્તાફળ, સોનુ, રૂપુ, અશન, વસન, ભૂષણ, ભાજન, શય્યા વિગેરે જે માગ્યુ તે આપ્યુ, કોઈ પ્રકારની બાકી રાખી નહીં પછી વરકન્યાએ કમાર આરોગ્યો. સામસામા સરખે સરખા કોળીયા દીધા ને લીધા પ્રેમલા પોતાના પતિનુ મુખ જોઈ જોઈને મનમા રાજી થવા લાગી અને વિધાતાનો આભાર માનવા લાગી, પરતુ તેવામા તેનુ જમણુ નેત્ર ફરકયુ એટલે તેને ચિંતા ઉત્પન્ન થઈ, પણ તેણે તે વાત કોઈને જણાવી નહીં

પછી વરકન્યા પરણી ઉતર્યા એટલે અનેક પ્રકારના દાન દેવાવડે સિહલરાજાએ અર્થીજનોને સતોષ્યા અને ઉત્તમ વાજીત્રો વાગવા માડયા. તે વખતે કચનની ચોપાટ માડીને વરકન્યા સામસામા સારીપાસે રમવા બેઠા ચદરાજાએ પોતાના કોમળ કરકમળમા પાસા લીધા અને જેમ સિહલરાજા વિગેરે ન જાણે તેમ આ પ્રમાણેની સમસ્યા કહીને પાસા નાખ્યા

(સમસ્યા)

आभापुरम्मि निवसइ, विमलपुरे समिहरो समुग्गमिओ ।
अपत्थिअम्स पिम्मस्स, विहिहथ्ये तस्स निव्वाहो ॥

આ પ્રમાણેની સમસ્યા સાભળીને પ્રેમલા વિચારવા લાગી કે–' પતિ આવુ અણમળતુ શુ બોલે છે ?' તેનો

ભેદ ન પામવાથી પ્રેમલા હાથમાં પાસા લઈને પોતાની ચતુરાઇથી બોલવા લાગી કે:—

**वसिओ ससि आगासे, विमलपुरे उग्गमीओ जहासुखं ।**
**जेणाभिभूओ जोगो, स करिस्सइ तस्स निव्वाहो ॥**

આમાં પ્રથમ ચંદરાજા બોલ્યા કે—" આભાપુરીમાં વસનારો ચંદ્ર વિમળપુરીમાં ઉગ્યો, ( આવ્યો ) પરંતુ આ અપ્રાર્થિત પ્રેમનો નિર્વાહ વિધિને હાથ છે. એટલે આ પ્રેમ કાંઈ માગ્યો મળ્યો નથી–અણમાગ્યો થયો છે. તેનો નિર્વાહ તો વિધાતા અનુકૂળ થાય તોજ થઈ શકે. " તેનો ભાવાર્થ પ્રેમલાલચ્છી સમજી નહીં તેથી તેણે આભાપુરીને આકાશ માની ઉત્તર આપ્યો કે—" આકાશમાં વસનારો ચંદ્ર યથા સુખે ( આનંદે ) વિમળાપુરીમાં અત્યારે ઉગ્યો છે. તો જેના વડે તેનો ને આકાશનો યોગ થયો છે તેજ તેનો નિર્વાહ પણ કરશે–અર્થાત્ વિધાતાજ તેનો નિર્વાહ કરશે. "

આ પ્રમાણેનાં ભાવાર્થવાળી પ્રેમલાલચ્છીની કહેલી ગાથા સાંભળીને ચંદરાજાએ જાણ્યું કે—' આ ભોળી નિપુણ છતાં મારા કહેવાનો ભાવાર્થ સમજી શકી નહીં તો હવે સ્પષ્ટ સમજાવું. ' એમ વિચારી પાસા હાથમાં લઇ રસમાં ને રસમાં બોલ્યા કે—

પુરવ દિશિ એક આભાનગરી, ચંદ નૃપતિ તિહાં રાજા;
છે તસ મંદિર રમવા જેવા, સારી પાસા તાજા.
નવિ છે તેહવી કયાંઇ સજાઇ, તે હોય તો ઇહાં રમીએ;
ફોગટ ઇણ રમતે ગુણવંતી, રાતલડી કિમ ગમીએ.

## ચોપાટની રમત.



ચંદરાજાના વચનો સાંભળીને પ્રેમલા વિચારવા લાગી.

(પૃષ્ઠ ૮૭)

આ પ્રમાણે બોલીને ચદરાજાએ પાસા નાખ્યા તે વચનો સાભળીને વિચક્ષણ પ્રેમલા વિચારવા લાગી કે—"આવુ અસમજસ શુ બોલે છે? સિહલદેશની સિહલપુરીથી મને પરણવા માટે આવ્યા છે ને ત્યાના વખાણ કરવાને બદલે આભાપુરીના સારીપાસાના વખાણ કરે છે એ શુ? કયા પૂર્વમા આભાપુરી અને ત્યા રહેલા ચદરાજા—એને અને આને સબધ શુ? તેથી ગએ સિહલસુતને બદલે ચદરાજા તો મને પરણુતા નથી? આ વાતમા જરૂર કાઇક ભેદ જણાય છે" આ પ્રમાણે તે વિચારે છે એટલામા તો સારીપાસાનો ખેલ પૂરો થયો, પણ ચતુર લલના પૂર્વની વાતમા લીન થઇ સતી તેનો જ વિચાર કરવા લાગી

પછી ચદરાજા ભોજન કરવા બેઠા તે વખતે તેમણે પાણી માગ્યુ એટલે સ્વચ્છ સુગધી શીતળ જળ લાવીને પ્રેમલાએ આપ્યુ. તે વખતે ચદરાજા બોલ્યા કે—'જો સુરસરિતા (ગગાનદી) નુ પાણી હોય તો આનદ આવે' પ્રેમલાએ વિચાર્યુ કે—"એ તો સમુદ્રના તટ પર સિહલ દેશમા રહે છે ને ગગા તો પૂર્વમા છે પરતુ કદી એ બાજુ મોસાળ હશે તેથી તેનુ પાણી ઝખતા હશે" આ પ્રમાણે વિચાર કરી મનનુ સમાધાન કર્યું, પરતુ તેના ચિત્તમા ચટપટી રહ્યા કરી—તેણે પિયુનું ચિત્ત કાઇક ઉચક જાણ્યુ

તે વખતે સિહલરાજાએ ચદરાજાને દૂર બોલાવી કહ્યુ કે—"હવે રાત થોડી ને રમત ઘણી છે, તમને આવો

દુર્લભ મેળો મૂકવાનું મન થતું નથી, પણ આવો પ્રસંગ હજા-વાર મેળવી શકશો. માટે હવે તમે ઝટ નીકળી જાઓ. આ પ્રમાણેનાં તેના વચન સાંભળીને ચંદરાજાએ તરતજ નિકળવાની તૈયારી કરી; કારણ કે તેજી ઘોડો હુંકારો સહન કરી શકતો નથી. જગત્ રણશૂરાને ભલે શૂરવીર કહે, પણ ખરા શૂરા તો વચન-શૂરા ( વચન પાળનારા ) હોય તેજ છે. જુઓ ! એક વચનને માટે પરણેલી સ્ત્રીને તજી દેવા ચંદરાજા તૈયાર થયા, લગાર પણ આનાકાની કરી નહીં.

પછી રથ તૈયાર કરવામાં આવ્યો હતો તેમાં ચંદરાજા પ્રેમલા સહીત બેઠા. એટલે કન્યાને લઈ સિંહલરાજા વાજતે ગાજતે પોતાને ઉતારે આવ્યા. માર્ગમાં યાચકોને પુષ્કળ દાન આપી સંતોષ્યા, ઉતારે આવ્યા પછી ચંદરાજા પ્રેમલાની સાથે એકાંતમાં બેઠા, પણ પ્રેમલા તેનું ચિત્ત ચપળ થયેલું જાણી ગઈ. તે વિચારવા લાગી કે ' જેવો રંગ પરણતાં હતો તેવો સારીપાસા રમતાં નહોતો; ને સારીપાસા રમતાં હતો તેવો અત્યારે નથી. એ રંગમાં ને આ રંગમાં અત્યંત અંતર છે. ' તે આમ વિચારે છે તેવામાં કરપલ્લવીવડે હિંસક મંત્રીએ ચંદરાજાને સમસ્યા કરી. ચંદ સમજી ગયા કે ' આ મને નીકળીજવાની તાકીદ કરે છે. પણ આ રાત અને આ પ્રેમલાનો સ્નેહ જીવતાં સુધી સાંભરશે. આ પ્રેમ ભૂલી જવાય તેવો નથી. આવા પ્રેમથી વિખૂટા પડવું તે સહેલું નથી. પરંતુ ભાડે પરણેલી સ્ત્રી ઉપર સ્નેહ કરવો શા કામનો છે ? વળી માતા પણ જો વૃક્ષ લઇને ચાલ્યા જશે તો મોટો ઉત્પાત થશે

અને હું જઈ પણ શકીશ નહીં ' આમ વિચારીને સર્પ કાચળી છોડે તેમ પ્રેમલાની ઉપેક્ષા કરીને તે ઉઠ્યા એટલે પ્રેમલા બોલી કે—'સ્વામી ! કયા પધારો છો !' ચ દ બોલ્યા–'દેહચિંતા માટે જાઉં છુ ' પ્રેમલા પાણીની ઝારી ભરીને સાથે ચાલી. ચ દરાજાએ સાથે આવવા ના પાડી, પણ તેને કપટ ભાસ્યું એટલે તે વારી રહી નહીં તેથી ચ દરાજા દેહ પવિત્ર કરી પાછા આવ્યા તે વખતે હિ સક અન્યોક્તિ કરી બોલ્યો કે—'હે નિશિભૂપ ! વહેલો થા, જો તને દિનકર દેખશે તો તારૂં રૂપ પ્રગટ થઈ જશે ' ચ દરાજા આ અન્યોક્તિ સમજ્યો અને તેથી વાર વાર દ્વારપાસે જવા લાગ્યો પર તુ પુષ્પની પાછળ સુગ ધ જાય તેમ પ્રેમલા દરેક વખતે તેની પછવાડે જવા લાગી. એટલે ચ દરાજા તેને છેતરી શક્યો નહીં પછી સ્નેહથી ઘેલી થયેલી પ્રેમલાએ તેને હાથવડે ખે ચી લાવી શય્યાપર બેસાડ્યા અને અનેક પ્રકારે સ્નેહ બતાવી કહેવા લાગી કે—" આમ ક્ષણુ ક્ષણુમા શુ કર્યા કરો છો ? ક્ષણુમા બહાર જાઓ છો ને ક્ષણુમા અ દર આવો છો તેનુ શુ કારણ ? પહેલા સમાગમમાજ આવુ કપટ કેમ કરવા માડ્યુ છે ? આમ કરશો તો આપણા સ્નેહનો નિર્વાહ પણ કેમ થશે ? પહેલા કવળમાજ મક્ષિકા આવશે તો પછી તે ભોજનમા સ્વાદ શુ રહેશે ? તમે પહેલી રમતમાજ આવો વેશ શુ કાઢી બેઠા છો ? આમ થશે તો પછી તમે પ્રીતિનો પૂર્ણ નિર્વાહ કેમ કરશો ? માટે ચળચિત્તપણું છોડી દો અને જેણે તમારી સાથે ખળતા કરી હોય તેના મુખપર ધૂળ પડો હે સ્વામિન તમને મળવાની

અત્યંત આકાંક્ષા હતી તેથી સંયોગ તો થયો; પરંતુ તેમાં તમારા ચળચિત્તપણાથી ઇચ્છા હતી તેવી મીઠાશ આવતી નથી. બાકી તમે જે ગાથા કહી છે તેથી હું તમારો ભેદ જાણી ગઇ છું, એટલે હવે તમને કોઈ રીતે જવા તો દઈશ જ નહીં. માટે હે વાલમ! મને આશાભરેલીને નિરાશ ન કરો. હું તમે જે કહો તે કરવા કબુલ છું. હું તમારા પગની મોજડી સમાન છું ને તમે મારા માથાના મુગટ છો. હું તમારે પગે પડું છું. તમારી પાસે ખોળો પાથરૂં છું. તમે શા માટે મોઢું મચકોડીને બેસી રહ્યા છો? પ્રસન્ન કેમ થતા નથી? જો હું કાંઈ તમારૂં મન રાખી શકી ન હોઉં તો તે અપરાધ ક્ષમા કરો, કેમકે હું તો બાળકબુદ્ધિ છું. વળી હે સ્વામી! ક્યાં વિમળાપુરી ને ક્યાં આભાપુરી? મારો ને તમારો મેળાપ ક્યાંથી? એ તો કોઇ વિધાતાએ લખેલી વાત બની આવી છે. તમે કહેલી વાત હું સમજી શકી નથી એમ જાણશો નહિ. હું કાંઇ ગમાર નથી કે ન સમજું. વળી જાણ્યો ગ્રહ પીડતો નથી, તે છતાં જો તમે ઉવેખશો તો તેમાં તમારી શોભા ઘટશે, તમારે કઠોર થાવું યુક્ત નથી. વળી તમારા સાસરાએ લેવા દેવામાં તમને દુહવ્યા નથી, છતાં કોઈ વાતની ઈચ્છા હોય તો કહો. કેમકે જમાઈ તો લાડકા જ હોય. પણ આમ વગર-કારણે રૂસણું લઇને બેસો તે ઠીક નહીં. આ તો બાળકની જેવા ઢંગ દેખાય છે. અથવા તો એ દશા મુનિરાજને ઘટે છે, તમે તો સંસારી છો, માટે સ્નેહથી વાતચિત કરો. વળી તમે સારીપાસે રમતાં જે વાત કરી છે તે હું ભૂલી જવાની

નથી કદી તમે મને ઉવેખીને ચાલ્યા જશો તો તમારૂં ઠેકાણું પૂર્વદિશાએ આભાપુરીમા છે તે જાણતી હોવાથી ત્યા આવીને પણ મળીશ ”

આ પ્રમાણેના પ્રેમલાના વચનો સાભળીને ચદરાજા બોલ્યા કે “ હે પ્રિયા ! તુ હઠ શા માટે કરે છે ? વિધાતાએ લખેલા લેખમા અણુમાત્ર પણ ઓછુ કે વધતુ થવાનુ જ નથી આ કથા કહેવાય તેવી નથી બાધી મુકી લાખની છે તુ ચતુર થઇને કેમ ચૂકે છે ? તારા મનને વશ રાખ મારાથી પણ તારો સ્નેહ છાડાતો નથી, પરતુ સાપે છછુંદર ગળ્યા જેવુ થયુ છે ત્યા મારો ઉપાય નથી ” આ પ્રમાણે કહીને તેણે પ્રેમલાને ઘણુ સમજાવી પણ તે કોઇ રીતે સમજી નહીં, તે તો તેનો છેડો પકડીને ઉભીજ રહી ચદરાજા ઘણુ અકળાવા લાગ્યા પણ તેણે છેડો મૂકયો નહીં એટલામા હિસકમત્રી ધસમસતો અદર આવ્યો અને કઠણ વચન કહીને જોરાવરીથી છેડો છોડાવી દીધો એટલે પ્રેમલા મત્રીની લાજ કાઢીને અદર ચાલી ગઈ અને ચદરાજા પરણી સ્ત્રીને તજીને બહાર નીકળ્યા

ત્યાંથી સિહલરાજા પાસે જઈ ચદરાજાએ કહ્યુ કે— “ તમારૂં કાર્ય સિદ્ધ થયુ છે, પણ જે રીતી સુદરીને મૂકી છે તેની લાજ તમારા હાથમા છે ” આ પ્રમાણે કહી તેની રજા લઇને ચંદરાજા ઉતાવળો હાથમા ખડગ લઈ બહાર ઉદ્યાનમા આવ્યો અને સહકાર પાસે આવી તેના કોટરમાં સતાઈ ગયો એટલામા હાથમાં કણા લઇને વહુ સાથે વીરમતી પણ ત્યા

આવી અને અડધો પહોરજ રાત્રી રહેલી હોવાથી એકદમ ઉતાવળી આંબા ઉપર ચઢી ગઇ. એટલે તેની દૃષ્ટિ તેના કોટર તરફ ગઇ નહીં. સાસુ વહુ બંને ઉપર ચડી એટલે આંબો આકાશમાર્ગે ચાલ્યો અને આભાપુરીનો રસ્તો લીધો.

---

## પ્રકરણ ૯ મું.

આભાપુરી પાછા જતાં આંબા ઉપર બેઠેલી વીરમતી વહુને કહે છે કે—"જો તું ઘરે રહી હોત તો આ નગરી ને કનકધ્વજ કુમારને તું કયારે દેખત ? હું આવાં નવાં નવાં કૌતુક તને રોજ બતાવીશ અને તારી હોંશ પૂરી કરીશ; પણ તારે મારી સાથે મનમેળ રાખવો પડશે. મારા વિના આટલો બધો આકાશમાર્ગ બીજું કોણ અતિક્રમે ? ફક્ત સિદ્ધાંતમાં ચારણ મુનિની ગતિ અત્યંત કહી છે, બાકી પંખી તો બહુ જાય તો બાર યોજન જઇ શકે. મારી શક્તિ તો હદ વિનાની છે. જ્યાં પવન સંચરી શકે ત્યાં હું પણ જઇ શકું અને કોઇ ન કરી શકે તે કાર્ય હું કરી શકું."

સાસુના સ્વમુખે આવા વખાણ સાંભળીને ગુણાવળી બોલી કે "સાસુજી ! આપ કહો છો તે બધું સાચું છે. આપની શક્તિની આજે મને ખાત્રી થઇ, પરંતુ એક વાતમાં તમે ભૂલ ખાધી છે. તે એ છે કે કનકધ્વજ કુમારની જગ્યાએ જરૂર તમારા પુત્રજ હતા અને તેજ પ્રેમલાને પરણ્યા છે, એમાં મને જરાપણ અંદેશો નથી. આમાં જો મારી ભૂલ ઠરે તો

મને ઠંડક આપજો" વીરમતીએ કહ્યુ કે—"હવે તું બહુ ડાહી થઇ ગઇ છે તે જાણ્યુ ! મારા પુત્રને ફોગટનો બોલ બોલ આપે છે તુ તો જ્યા જ્યા રૂપવંત પુરૂષ દેખીશ ત્યા ત્યા ચંદજ કહીશ ! પણ મને મારા પુત્રની ખાત્રી છે, કેમકે તે મારે વશ છે" આ વખતે વૃક્ષના કોટરમા રહેલ ચંદરાજા વિચારે છે કે—'રખે જો આ મારી વાત જાણશે તો જરૂર હેરાન કરશે, તેથી કોઇ રીતે મારી વાત જણાય નહીં તો ઠીક' આ પ્રમાણે તે વિચારે છે, સાસુ વહુ વાતો કરે છે અને વૃક્ષ અનેક નગરો ને પર્વતો ઉલ્લંઘતુ ચાલ્યુ જાય છે એમ થા લતા દૂરથી આભાપુરી દેખાણી કુકડાઓ બોલવા લાગ્યા પૂર્વ દિશા આનંદ પામી એક બાજુથી અરૂણોદય થવાની તૈયારી થઇ અને બીજી બાજુથી ચંદ પણ આવી પહોચ્યો આંબો તેના વનમા મૂળ સ્થાનકે આવી જમીનપર સ્થિર થયો એટલે સાસુએ કહ્યુ કે 'વહુ ! આ આપણો બાગ આવ્યો, હવે વૃક્ષપરથી નીચે ઉતરો'

પછી બને જણા નીચે ઉતર્યા, પરંતુ ભાગ્યયોગથી ચંદરાજા તે વખતે પણ તેમની નજરે પડ્યા નહી પછી તે બંને પવિત્ર થવા માટે નજીકની પુષ્કરણીમા ગઇ એટલે ચંદરાજા કોટરમાથી નીકળી ઉતાવળો પોતાના મહેલમા આવ્યો અને વેશ બદલી નાખી નવો વેશ ધારણ કરી પોતાની શય્યામા સુઇ ગયો સાસુ વહુ પણ હસતા રમતા પોતાના મકાનમા આવ્યા

પછી ગુણાવળીને ઠણા દઇને ચંદરાજા પાસે મોકલી

અને વીરમતીએ નગરલોકને આપેલી નિદ્રા અપહરી, લોક સૌ જાગૃત થયું. અને પોતાના પ્રાતઃકાળ સંબંધી ષટ્કર્મ કરવા લાગ્યા. રાત્રીની હકીકત કોઈના જાણવામાં ન આવી. ગુણાવળી ઉતાવળી ઉતાવળી પોતાના મહેલમાં આવી. ત્યાં તેણે પોતાના સ્વામીને નિદ્રામાં પડેલા દીઠા. ચંદરાજાએ પણ તેને દીઠી. ગુણાવળીને એક તરફથી શાંતિ થઇ પણ બીજી રીતે ખેદ થયો કે મેં પાપિણીએ સ્વામીને આવી ઘોર નિદ્રામાં નાખી દીધા તે ઠીક ન કર્યું. પછી તેને જગાડવા કંબાના ઠણકારા દીધા. એટલે ચંદરાજા કપટથી આળસ મરડવા લાગ્યા. તે વખતે ગુણાવળી અજાણી થઈને બોલી કે—"હે નણદીના વીરા! રાત્રિ વ્યતિત થઇ, પ્રભાત કાળ થયો, માટે હવે ઉઠો. આજની રાત્રી તો મારે વૃથા ગઇ છે, કારણ કે મેં આખી રાત ઉજાગરો કર્યો, પણ તમે તો જગાડતાંએ જાગ્યા નહી. એવા નિરાંતે ઉંઘી ગયા હતા કે જાણે સ્વપ્નામાં કોઇ રાજ પામ્યા હો અથવા કોઈ રાજકન્યા સાથે પાણિગ્રહણ કર્યું હોય એમ જણાય છે. હે નાથ! હવે તો જાગો. ઉદયાચળ ઉપર સૂર્ય ઉગ્યો છે. માટે આપના મુખનું મને દર્શન આપો. હું ગંગાજળ ને દાતણ લઈને ઉભી છું. માટે દંતધાવન કરી લ્યો. આ વખતે રાજપુત્રો તો અખાડામાં જઈને મલ્લયુદ્ધ કરે. રાજસભાનો વખત પણ થઇ ગયો છે. માટે હે સાસુના જાયા! હવે ઉઠો. આપ એટલા બધા મોડા ઉઠો છો એમ જો વિમાતાના જાણવામાં આવશે તો તેના તરફથી નકામો ઠપકો મળશે."

ગુણાવળીના આ પ્રમાણેના વચનો સાંભળીને ચંદરાજા કપટનિદ્રા તજી હાફલા ફાફલા થઈને ઉઠયા અને બોલ્યા કે—"બહુ વખત થઇ ગયો, સૂર્ય ઉગ્યાની પણ ખબર પડી નહી, રાત્રીએ માવઠુ થયુ તેની ઠંડકથી મારૂ દીલ વધારે ઘેરાઈ ગયુ તેથી રાણીજી ! મને ઉઠતા વાર લાગી પણ આજે તો તમને પણ આખી રાતનો ઉજાગરો લાગે છે કેમકે આખો તે વાત કહી આપે છે વળી આજ તો અત્યારથી જ પ્રીતિ વિશેષ બતાવવા માંડી છે વળી આજની વાત રસીલી લાગે છે, કેમકે તમે પણ વાણીયાશાઈ રંગ બતાવવા માંડયો છે એમ જણાય છે કે આજે રાત્રે તમે કાઇક ક્રિડા કરી આવ્યા લાગો છો આજના ઢંગ જ જુદા જણાય છે તો હવે અમને વાત તો કરો કે રાત્રે કયા ગયા હતા ? પછી અમને જગાડવાની હેતાળી વાતો કરજો "

ગુણાવળી બોલી કે—"હે નાથ ! હુ આપના ચરણકમળ છોડીને કયા જાઉ ? હુ તો કાંઈ રાતની વાત જાણુતી નથી, પણ તમે કાંઈ રાત્રી રમી આવ્યા લાગો છો મારાથી આપની આજ્ઞા વિના મહેલ બહાર પગ પણ કેમ દેવાય ? માટે તમે ખરેખરી વાત કહી દ્યો "

આ પ્રમાણેના રાણીના વચનો સાંભળીને ચંદરાજા વિચારવા લાગ્યા કે ' આમા આનો બિલકુલ વાંક નથી માત્ર એક રાત્રીના પ્રસંગમા જે મગ્ન અને સાચા બોલી હતી તે વાડી અને અસત્ય બોલનારી થઇ પડી આમા વાંક માત્ર વિમાતાનો છે જેમ મીઠાનુ પાણી કપૂરના સંગમથી વિર-

રૂપ થઈ જાય છે તેમ સાધુજનો પણ દુઃસંગતિથી વિકાર પામી જાય છે. ચંત્રની ઘડીના સંગમથી ઝાલરને પ્રહાર સહન કરવા પડે છે. દુષ્ટનો સંગ અંગારા જેવો છે. તે બધી સ્થિતિમાં નુકશાનજ કરે છે. વળી નારી, વારી, તલવાર, નેત્ર, અશ્વ ને નરેશ જેમ વાળીએ તેમ વળે છે.' આ પ્રમાણે વિચારીને બોલ્યા કે—"હે પ્રિયે ! હવે બીજી ત્રીજી વાત પડી મૂકીને રાત્રી ક્યાં રમી આવ્યા તે સાચું કહો." ગુણાવળી પતિને ભોળવવા માટે કલ્પિત વાત કહેવા લાગી.

"હે સ્વામી ! વૈતાઢ્ય પર્વત ઉપર **વિશાળા** નામે નગરી છે. ત્યાં **મણિપ્રભ** નામે વિદ્યાધર રાજા છે. તેને **ચંદ્રલેખા** નામે સ્ત્રી છે. રાત્રિદિવસ સુખ વિલાસ કરે છે. તમામ વિદ્યાધરોને પોતાની આજ્ઞાને આધીન બનાવી દીધા છે. અન્યદા ગુરૂ મહારાજ પાસેથી યાત્રાદિકનો અધિકાર સાંભળી યાત્રા કરીને આજ રાત્રીએ આભાનગરી ઉપર આવ્યા, તે વખતે વરસાદ થવાથી બહુ પવન નીકળ્યો એટલે તેનું વિમાન થંભાણું–ચાલી શક્યું નહીં. એટલે વિદ્યાધરીએ પૂછ્યું કે "હે સ્વામી ! આજે અહી અકાળે વૃષ્ટિ કેમ થઈ અને આપણું વિમાન કેમ થંભાણું ?" વિદ્યાધર બોલ્યો— "એ વાત કહેવાની નથી. આપણે પારકી વાત કરવામાં નફો શો ?" એટલે તો વિદ્યાધરીએ હઠ લીધો કે "જરૂર કહો ને કહો." એટલે વિદ્યાધરે તેનાથી થાકીને કહ્યું કે—' આ આભાપુરી ઉપર કોઇ દેવતા રૂષ્ટમાન થયો છે, તેણે રાજાને પરિતાપ ઉપજાવવા આ વૃષ્ટિ કરી છે અને રાજાના પુણ્ય

પ્રતાપથી આપણુ વિમાન થભાણું છે ' ત્યારે ખેચરી બોલી કે " એવો કોઇ ઉપાય છે કે જેથી એ રાજાને અડચણ ન આવે, જો એવુ સામર્થ્ય હોય તો પરોપકાર કરવા યોગ્ય છે વિદ્યાધર બોલ્યો કે " મારાથી તો શુ થઇ શકે, પણ એક ઉપાય જાણુ છુ તે જો તેની વિમાતા કરે તો રાજા ઉગરે અને વિઘ્ન વિસરાળ થઇ જાય " પછી વિદ્યાધરી પોતાના સ્વામીને લઇને તમારી માતા પાસે આવી અને કહ્યુ કે " હે માતા ! તમારા પુત્રના હિતનો ઉપાય મારા પતિ કહે તે સાભળો " વિદ્યાધરે કહ્યુ કે—" પવિત્ર સ્થાનકે શ્રી શાતિનાથજીના મહામગળમય જિનનુ સ્થાપન કરીને તેની પાસે પચ દિપક કરી તમે, રાજાની રાણી અને મારી પત્ની આખી રાત્રી પ્રભુના ગુણગાનવડે રાત્રિજાગરણ કરો અને પ્રભાત થાય ત્યારે આ કળા લઇને તમારા પુત્રને અડાડજો કે જેથી તે સજ્જ થઇ જશે અને વિઘ્ન માત્ર નાશ પામશે વિદ્યાધરે આ પ્રમાણે કહેવાથી આપની વિમાતાએ મને બોલાવી અને અમે આખી રાત્રી વિદ્યાધરે કહ્યા પ્રમાણે જિન ગુણ ગાનમા વ્યતિત કરી પછી કળાવડે મે આપને જગાડ્યા અને તે વિદ્યાધર સ્વસ્થાનકે ગયો આ પ્રમાણેની અમારી રાત્રી સબધી હકીકત છે "

ચતુર ચદરાજાએ તે બધી વાત સાભળી લઇને કહ્યુ કે—તમે સાચેસાચી વાત કરી પતિવ્રતા સ્ત્રીનો એ ધર્મ જ છે " પતિના હિતમા તત્પર રહેવુ પતિને માટે સ્ત્રી અકૃત્ય

પણ કરે, સુકૃત્ય તો વિશેષે કરે. સ્ત્રી નિરંતર પતિની ભક્તિવાળી જ હોય અને માતા તો પુત્રનું હિત કરે તેમાં નવાઇ જ શી ? તમે મારે માટે આખી રાત્રીનો ઉજાગરો કર્યો તે મોટી મહેરબાની કરી. મારી અને તમારી સાચી પ્રીતિમાં એજ ઘટે છે, તમે મારે માટે આખી રાત ઉજાગરો ન કરો તો બીજું કોણ કરે ? હે ચંદ્રાનને ! હું તમારી વાત સાચીજ માનું છું. મને તમારી પ્રતીતિ છે. આખી રાત્રી જિનગુણ ગવાય એવાં ભાગ્ય ક્યાંથી ? જિનેશ્વરની ભક્તિ કરવાથી પ્રાણી ભવનો પણ પાર પામી જાય છે. તમે જેમ આખી રાત્રી જિનગુણગાનમાં વ્યતિત કરી તેમ મને પણ મધ્યરાત્રીએ એવું સ્વપ્ન આવ્યું કે–' જાણે તમે સાસુજીની સાથે અહીંથી અઢારસો કોસ દૂર વિમળાપૂરીએ ગયા અને ત્યાં એક મહા રૂપવંત પુરૂષને પરણ્યો જોયો અને પાછા અહીં આવ્યા. ' મારા સ્વપ્નમાં ને તમારી વાતમાં ઘણુંજ અંતર છે, પણ સ્વપ્નાં સાચાં શેનાં હોય ? તમે અનુભવ્યું તે સાચું ! એમાં ખોટાની શંકા પણ કેમ કરી શકાય ? કારણ એમાં સાચું શું તે તો પરમાત્મા જાણે. પણ આ સંસારની જેમ સ્વપ્ન ખોટું હોય છે અને પતિવ્રતા કહે તે સાચું હોય છે.

આવાં પતિનાં વચન સાંભળી વિસ્મિત થઇને ગુણાવળી પતિને ખોટા પાડવા માટે ' સ્વપ્નાં તો જૂઠાં જ હોય છે ' એમ જણાવવા બોલી કે–" હે સ્વામિન ! એક શિવના પૂજારીએ સ્વપ્નામાં આખું શિવમંદિર સુખડીએ ભરેલું દીઠું, એટલે જાગીને તરત જ પોતાની જ્ઞાતિ બધીને

જમવાનુ નોતરૂ આપી આવ્યો પછી આવીને જોવા માડ્યુ તો મીઠાઈ બીલકુલ દીઠી નહીં એટલે વિચાર્યું કે–શિવે બધી સુખડી અપહરી જણાય છે, એમ વિચારી બારણા બધ કરીને સુતો પાછલો પહોર દિવસ રહ્યો એટલે જ્ઞાતિવર્ગ બધો ત્યા ભેળો થયો તેણે ત્યા ભોજન સામગ્રી બીલકુલ દીઠી નહીં, તેમ પૂજારીને પણ દીઠો નહીં શિવમદિરના દ્વાર પણ બધ દીઠા પછી તેને જગાડ્યો એટલે તે બોલ્યો કે– " જરા રાહ જુઓ, હમણા ગત રાત્રીની જેવુ સ્વપ્ન આવે ને સુખડી દેખુ તો તેનાવડે તમને જમાડુ ઉતાવળા ન થાઓ " એટલે બધા બોલ્યા કે ' તુ શુ અમને સ્વપ્નાની સુખડી જમાડવાનો હતો ? તે સુખડીથી શુ માણસની ભુખ ભાગતી હશે ? માટે ઘેલો થઈ ગયો લાગે છે. ' એમ કહી સૌ પોતપોતાને ઠેકાણે ગયા અને પૂજારી પણ મનમા પસતાયો કે મે ભૂલ કરી માટે હે નાથ ! સ્વપ્ના એવા ખોટા જ હોય છે તમે મને સ્વપ્નામા વિમળાપૂરીમા જોઈ ને હુ તો અહીં તમારી પાસે જ હતી વળી જતા આવતા છત્રીશસે કોસ થાય એટલુ તે કેવી રીતે જવાય અવાય ? માટે એ વાત કાઈ માનવા જેવી નથી

ચદરાજાએ કહ્યુ કે–"હુ તો તમારી હાસી કરૂ છુ મને તમારા વચનનો પૂરેપૂરો વિશ્વાસ છે " માટે ચિતા ન કરો



# तृताय उल्लास.

## પ્રકરણ ૧૦ મું.

ચંદરાજાના છેવટના વચનોથી ગુણાવળીના પગમાં કાંઇક જોર આવ્યું તેથી તે બોલી કે—" હે સ્વામી ! આપ સ્વપ્ન સંબંધી ખ્યાલ બીલકુલ રાખશો નહીં અને જે વાતે રસ વધે તેવી વાત કરો. અમે આખી રાત તમારા માટે ઉજાગરો કર્યો તે તો તમારા હીસાબમાં પણ ન આવ્યો. ભલે તમે ધ્યાનમાં ન લ્યો, પણ પરમેશ્વર તો જાણે છે. એ તો જગતમાં ઉખાણો છે કે-ઘોડો વેગથી દોડે પણ અસ્વારને તેની ખબર ન પડે. તમે પણ તેમજ કરો છો. તમે અમારી વાત બધી હાંસીમાં કાઢી નાખો છો તેથી તમે કયાંઇકથી વણિકકળા શીખી આવ્યા લાગો છો. વળી તમે વાત કરીને ઉલટી દબામણી બતાવો છો, પણ હું ભોળી તે કાંઇ સમજી નહીં અને બધી વાત રાત્રે બની હતી તે તમને કહી દીધી. બાકી આવી હાંસી કરવી આપને ઘટતી નથી. કેમકે હસવામાંથી ખસવું થઇ જાય છે. કયાં હું ને કયાં વિમળાપૂરી ? તમે મને ત્યાં કયાંથી દીઠી ? હું ઘરનો ઉંબરો તજીને બહાર જતી નથી તે એટલે દૂર આપની આજ્ઞા વિના શી રીતે જાઉં ? માટે એવી નકામી વાત કરવી પડી મુકો."

ચંદરાજા બોલ્યા કે—" રાણીજી ! એમાં રીસ શામાટે ચડાવો છો ? જેમ તમારા મનમાં આવે તેમ ગાઓ, બજાઓ,

તેમાં મારી કયા ના છે ? મે મારા સુપનની વાત કરી તેમા તમને ખોટુ કેમ લાગે છે ? મારી હસવાની તો ટેવ છે તે શુ તમે આટલા વખતના પરિચયથી છતા જાણતા નથી ? પણ મારૂ સ્વપ્નુ ખોટુ નથી એવો મને તો નિરાધાર છે સાસુ-વહુનુ સરખેસરખુ જોડુ મળ્યુ છે તો ખુશીથી મોજ કરો પણ કૃપા કરીને મને કોઇકવાર એવી મોજ બતાવજો, એમા મારી શકા ન રાખશો તમરા કામ ભેગુ મારૂ પણ કામ થશે ખીચડીની બાફમા ઢોકળુ સીઝી જશે બાકી મે આજેજ તમને 'ગોદડીમાથી ગોરખ જાગે' તેમ ઓળખ્યા, આજ સુધી બરાબર ઓળખ્યા નહોતા "

આ પ્રમાણેનાં પતિના વચનો સાભળીને ગુણાવળી બોલી કે-" હે વાલમ ! આપ વગરગુન્હે શા માટે મેણુ મારો છો ? આ વચનોથી તો આપનો પ્રેમ મારા પ્રત્યે પાતળો પડચો હોય એમ જણાય છે તમે બોલી બોલીને હસતા હાડ ભાગો છો મને લાગે છે કે કોઈ ચાડીયો તમને મળી ગયો છે કે જેણે મારી ખોટી ચાડી ખાધી છે પણ હે સ્વામી ! હુ વાડી વાડ નીચે ન આવુ અને ખાડાની ધારપર ચાલુ છતા તમે વહેતા બળદને આર મારવા જેવુ કરો છો કથને સુતો મેલે તેવી સ્ત્રીઓ હોય છે, પણ તેવી હુ નથી આપ તે ખાત્રીથી માનજો માટે આપ આવા પ્રીતિનો નાશ કરનાર વચનો ન બોલો તો ઠીક, પછી આપની મરજી "

આના જવાબમા ચદરાજા મૌન જ રહ્યા એટલે ગુણાવળીએ પણ પોતાનુ ડાપણુ આગળ ચલાવ્યુ નહીં, પરતુ

ચંદરાજાના શરીર ઉપર વિવાહને લગતા કેટલાંક ચિન્હો તેણે દીઠાં એટલે જાણ્યું કે જરૂર કોઇપણ પ્રકારે સ્વામી વિમળાપૂરી અમારી પાછળ આવ્યા જણાય છે ને પ્રેમલાને તેઓજ પરણ્યા લાગે છે. આમ ચોક્કસ ખાત્રી થયા છતાં પણ પતિ પાસે ખરી વાત માની નહીં, અને પતિને જગાડીને લાગ જોઇ ઉતાવળી ઉતાવળી સાસુ પાસે દોડી ગઈ અને તેમને ચંદરાજા સાથે થયેલી વાત કહેવા લાગી.

ગુણાવળી પોતાની સાસુને કહે છે કે—" હું તમને ઓળંભો દેવા આવી છું. આપની સાથે એક રાત્રી આવવામાં મારા નાથ રીસાયા છે. તેનું કારણ બીજું કાંઈ નથી, પણ આપણી તમામ વાતો તેના જાણવામાં આવી છે. તમે બહુ ફુલ મારતા હતા, પણ તમારા કરતા મારા પતિની વિદ્યા વિશેષ જણાય છે. હું તમને ત્યાં કહેતી હતી કે આ મારા પતિ પરણે છે, પણ તમે માનતા નહોતા; હવે સાચું ઠર્યું છે કે મારા પતિજ પ્રેમલાલચ્છીને પરણી આવ્યા છે. આ પૃથ્વીતળ ઉપર જો કે કેટલીક સ્ત્રીઓ ડાહી–વિચક્ષણ હોય છે, પરંતુ પુરૂષ પાસે તેનું ડહાપણ લેખામાં નથી, અર્થાત્ ગમે એટલું સ્ત્રીજાતિમાં ડહાપણ હોય પણ પુરૂષ જેટલું નજ હોય. આપણે બંનેએ મળીને તેને છેતરવા ધાર્યા, પણ તે ન છેતરાણા અને તેણે એકલાએ આપણને બંનેને છેતર્યા. હું કહેતી હતી કે મારા પતિ છેતરાવા મુશ્કેલ છે, પણ ગરીબનું કહ્યું કોણ માને ? જરા વિચાર તો કરો કે જે રણસંગ્રામમાં ધૈર્યતા બતાવનારા છે તે સ્ત્રીથી કેમ છેતરાય ? હું

તમાગ કહેવા પ્રમાણે ચાલી તો મારે તો રંગમા ભગ પડ્યો. જે જેને અનુકૂળ કાર્ય હોય તે તેનાથી બની શકે છે બાકી બીજુ કાર્ય કરવા જાય તો માગી જેવા હાલ થાય છે હે સાસુજી ! તમારી કળા ને તમારી વિદ્યા હવે તમારી પાસેજ રહેવા દ્યો, મારે તેનો લાભ લેવો નથી તમે પણ પોતાની બડાઇ હાંકીને માગ જેવીનો સ્વાર્થ બગાડશો નહી દેશ વિદેશ જોવા ગયા તો ધણીને દુહવવાનુ થયુ આ તો 'નાક વીંધાવવા આવી ને કાન વિંધાવી ગઈ' એના જેવુ થયુ મે હજુ કાઈ વાત માની નથી, પણ જેણે નજરે જોયુ છે તેની પાસે ખોટુ કેટલીવાર ચાલે ? અને એવી રીતે ખોટા પાડવામા સાર પણ શો ? માટે હવે કહો કે આનો પ્રતિકાર શુ કરવો ?"

ગુણાવળીના આવા વચનો સાભળીને વીરમતી બોલી કે—"તુ એ વાતની ચિંતા ન કર, હુ એનો ઉપાય કરૂ છુ " આમ કહીને અત્યત ક્રોધાયમાન થઇ હાથમા તરવાર લઈ એકદમ તે ચદરાજા પાસે આવી અને તેને અકસ્માત્ જમીનપર પાડી દઈ છાતીપર ચડી બેઠી પછી કહ્યુ કે–"અરે દુષ્ટ ! પાપીષ્ટ ! તે વહુને શુ કહ્યુ ? બોલ ! આજથી તે માગ છીદ્ર જોવા માડ્યા છે તો તુ મારી વૃદ્ધાવસ્થા શુ પાળીશ ? મારાથી દેવતા પણ ડરે તો તારો શો ભાર ? આ તો કીડી સોનૈયાપર ચડી એટલે અભિમાનમા આવી ગઈ ! તુ જાણતો હઈશ કે હુ રાજા છુ, મને રાજ્ય મળ્યુ છે પણ તે બધુ મારૂ આપેલુ છે હુ રાજ્ય કરવાને શક્તિવાન છુ તારી

મારે જરૂરજ નથી, માટે તું તારા ઈષ્ટ દેવને સંભાર, હું હવે તને જીવતો છોડવાની નથી.”

અપરમાતાનાં આવાં વચનો સાંભળી ચંદરાજા ભયભ્રાંત થઇ ગયો. ગુણાવળી ખોળો પાથરીને કરગરવા લાગી. તે બોલી કે–“હે બાઇજી ! તમારા પુત્ર ઉપર આટલો બધો રોષ ન કરો, એનો એક ગુન્હો માફ કરો. આમાં તો ઉલટા લોકો હસશે. આપને આમ કરવું ઘટતું નથી. હે માતાજી ! મારૂં સૈભાગ્ય હું જીવું ત્યાંસુધી અવિચળ રહેવા દ્યો. હું તમને પગે લાગું છું, ખોળો પાથરૂં છું, મારા ઉપર કૃપા કરો. હું તમારા ક્રોધાનળની બાફ સહન કરી શકતી નથી. શા ભોગ લાગ્યા કે એમણે તમારાં છીદ્ર જોયાં અને મેં મૂર્ખીએ તમારી પાસે આવીને વાત કરી. હું પણ ડાહી છતાં છેતરાણી. હવે મને ઘણો પસ્તાવો થાય છે. હે માતાજી ! ‘છોરૂ કછોરૂ થાય પણ માવતર કમાવતર ન થાય.’ એમની ઉમર શી ? એ જગત્‌ની રીતભાતમાં શું સમજે ? વળી તમે કાંઈ અનર્થ કરશો તો પછી મારે આ મહેલ ને માળીયાં શા કામના છે ? મારૂં જીવતર બધું ધૂળમાં રગદોળાઇ જશે, માટે કોઈ રીતે તેમને છોડો. મારા પર કાંઈ પણ કૃપા હોય તો એમને જીવિતદાન આપો. એ સમજશે તો આટલું પણ ઘણું થયું છે. આપને કીડી ઉપર કટક કરવું ઘટતું નથી. એ તો તમારા લાડકવાયા પુત્ર છે. તમે હો એટલે તે નિશ્ચિંત છે. આપને કાંઇ કહેવું હોય તો તેનીવતી મને કહો, પણ મારા પતિને છોડી દ્યો.”

વીરમતી બોલી કે—“હે વહુ ! તું છેટી રહે, એ

વાતમાં તુ કાઇ સમજે નહીં હુ આવા પુત્ર વિના ચલાવી લઇશ કોઇ રીતે હુ એને છોડવાની નથી તુ હજાર વાત કહીશ તો તે હુ સાંભળવાની નથી એવુ સોનુ શા કામનુ કે જે કાન તોડે એને કોઇ જગ્યા ન મળી કે એ મારાજ છીદ્ર જોવા લાગ્યો તેથી એનો બદલો એને મળવોજ જોઇએ"

આ પ્રમાણે કહીને તે ચદરાજાના ગળા ઉપર તરવાર ચલાવવા જાય છે તેવામા ગુણાવળી આડી પડી, તેની આખમાથી આસુની ધગ ચાલી અને તે સાસુને ગળે વળગી પડીને બોલી કે–"હે માસુજી! કોઇ રીતે મને પતિ શિક્ષા આપો એણે એકવાર અવિચાર્યું કર્યું, પણ હવે લાજ હશે તો આખી જીદગી સુધી નહીં કરે વળી વિચાર કરો કે એ નહીં હોય તો રાજ્ય કોણ કરશે?"

ગુણાવળીના આ પ્રમાણેના બહુ અસરકારક વચનોથી વીરમતીએ ચદરાજાને જીવતો રાખવાનુ કબુલ કર્યું, પણ તેનુ જીવતર નકામુ કરી નાખવા જેવુ એક કામ કર્યું તે એ કે તરતજ એક દોરો મત્રીને તેને પગે બાધી દીધો, એટલે તરતજ મત્ર્ય પ્રીટીને તે કુકડો થઇ ગયો પતિને કુકડો થઇ ગયેલો જોઇ ગુણાવળી અત્યત દિલગીર થઇ ગઇ તે સાસુ પાસે કગરવા લાગી કે–"હે સાસુજી! આ શુ કર્યું? મારા પતિને ઉતાવળા થઇને તિર્યંચપણુ કેમ આપ્યુ? હે માતાજી! કોઇ પ્રકારે તેને પાછા મનુષ્ય કરો તેનાપરનો કોપ દૂર કરો આપણુ બે વચ્ચે એક આટલી વસ્તુ છે તેને અસલ રૂપમા રાખો. હે બાઇજી! આપ તો વૃદ્ધ છો ને હુ બાળા છુ હુ

આપને કહેવા યોગ્ય નથી, પણ મારા ઉપર કૃપા કરી તેને અસલ સ્થિતિમાં મૂકો. ગમે તેવો પણ તે તમારો પુત્ર છે. વળી તેનાથી રાજ શોભશે. તેના વિના રાજ કોણ કરશે ? પંખી રાજા ક્યાંઇ સાંભળ્યા નથી. ”

આ પ્રમાણે ગુણાવળીએ ઘણી પ્રાર્થના કરી, પણ વીરમતીનો રોષ ઓછો થયો નહી. તેણે છેવટે ચીડાઇને કહ્યું કે—“ હવે ઝાઝું બોલ બોલ કર નહીં. મને વધારે છેડવામાં માલ નથી. તારે પણ કુકડી થવાની ઇચ્છા હોય તો હવે બોલજે. ” વીરમતીનાં આવાં ક્રૂર વચન સાંભળી ગુણાવળી ચુપ થઈ ગઇ અને વીરમતી ત્યાંથી પોતાના મકાનમાં ચાલી ગઇ. અહો ! ઘડીમાં શું બની ગયું ? મોટો ધુરંધર રાજા પક્ષી બની ગયો ! વિધાતાના લખેલા લેખ ફેરવવા કોઇ શકિતવાન્ નથી.

વીરમતીના ગયા પછી ગુણાવળી કુકડાને ખોળામાં લઈ હાથવડે પસવારતી અને આસું વડે ન્હવરાવતી બોલવા લાગી કે—“ હે નાથ ! જે મસ્તક ઉપર મુકુટ બીરાજતો હતો તે મસ્તક ઉપર અત્યારે રાતા પીંછાંનું છોગું છે, જે શરીર ઉપર આછા વાઘા તમે પહેરતા હતા તે શરીર પીંછાઓ વડે ઢંકેલું છે, જે કટી ઉપર તરવાર બાંધતા હતા તેને બદલે માત્ર વાંકા નખ છે, જે સૂર્યોદય થયે ઉઠતા હતા તે હવે પાછલી રાત્રે જાગનારા થયા છે, જે ભાવતા ભોજન કરતા હતા તે હવે ઉકરડા તરફ દ્દષ્ટિ કરનારા થયા છે, જે મુખે ઉત્તમ શબ્દો બોલતો હતા તે મુખે હવે ‘કુકડુ કુ ’ બોલતા થયા છે,

# ગુણાવળી અને કુકડો.



"હે નાથ! જે મસ્તક ઉપર મુકુટ બીગજતો હતો
તે મસ્તક ઉપગ અત્યારે ગતા પીંછાનુ છોગુ છે"

(પૃષ્ઠ ૧૦૬)

જે રત્નજડિત સિહાસનપર બેસતા હતા તે હવે ભૂમિપર ભમતા થયા છે અને જે સુવર્ણની હિચોળાખાટ ઉપર હિચકતા હતા તે હવે પાજરામા લોહની સળીપર હિચકતા થય છે, અરે દૈવ ! તે આ શુ કર્યુ !" આ પ્રમાણે અત્યત વિલાપ કરતી ગુણાવળી મૂર્ચ્છિત થઈ ગઈ દાસીઓએ શીતળ ઉપચારવડે સાવચેત કરી પછી તેને શાત્વન આપવા તેની સખીઓ તેને સમજાવવા લાગી કે—" હે બ્હેન ! આમા કોઇને દોષ નથી, દોષ કર્મનોજ છે, તો ફોકટ કોઇને શા માટે દોષ આપવો પડે ? એ માઠા દૈવે આવે વખને રાજ્ય ભોગવવા ન દીધુ તેમા કોઇ શુ કરે ? આમા માતા શુ કરે ? વહુ પણ શુ કરે ? અટારો દૈવ જગતમા કોઇનુ ચાલવા દેતો નથી જે પોતાના લિખિત લેખ હોય છે તે મિથ્યા થઈ શકતાજ નથી પૂર્વ ભવના જે સચિત હોય છે તે પ્રાણીને ભોગવવાજ પડે છે તીર્થંકર ચક્રવર્તી જેવાનુ પણ કર્મ પાસે ચાલતુ નથી, તો આપણે કોણ માત્ર છીએ જે પ્રાણીએ જેવા કર્મ બાધ્યા હોય તેવા તેને ભોગવવા પડે છે માટે હવે તો મન વાળો આ કુકડો જ્યાસુધી હયાત છે ત્યાસુધી ચદરાજા જીવતા જ છે, એમ માની મૌન ધારી બેસી રહો વળી સમય પણ જુઓ? કારણકે માથે વાલેશરી (?) સાસુજી બીરાજે છે, જો તે આ વાત જાણશે તો વળી આવીને કાઇ નવુ કરશે માટે હવે તો અણબોલ્યાજ રહો, જાણે કે કાઈ થયુ જ નથી એવો દેખાવ રાખો અને આ કુકડાને પાળો જિનેશ્વરે કર્મની વિચિત્રતા કહી છે તેમા કાઈ ફેરફાર નથી તમે સાસુ પાસે વહાલા થવા ગયા

તો આવું ફળ ચાખવું પડયું. હવે આ કુકડાને તેના વિના બીજું કોણ મનુષ્ય કરી શકે તેમ છે ? તેથી તેને પ્રસન્ન રાખો અને આ કુકડાને પ્રાણથી પ્યારો ગણીને જાળવો. વખત આવ્યે સાસુજીને પ્રસન્ન કરશો તો તેજ તેને પાછા હતા તેવા કરશે; હમણાં અકળાયે કાંઈ વળવાનું નથી."

આ પ્રમાણે સખીઓએ ગુણાવળીને ઘણું સમજાવી એટલે ગુણાવળી મોટો નિસાસો મૂકીને શાંત થઈ. પછી કુકડાને ઘડીક ખોળામાં, ઘડીક છાતી ઉપર, ઘડીક હાથમાં એમ રાખવા લાગી. શ્વાન ને બિલાડીથી તેનું રક્ષણ કરવા લાગી અને નવા નવા મેવા, વનફળ અને દાડમની કળીઓ વિગેરે તેની પાસે મૂકવા લાગી. કુકડો પણ અણછુટકયે તે સર્વ ખાવા લાગ્યો.

પછી ગુણાવળી કુકડાને હાથમાં લઈને સાસુ પાસે ગઈ અને પગે લાગી લાંબો નિસાસો મૂકીને બેઠી. એટલે વીરમતી બોલી કે—" આ દુષ્ટને મારી પાસે શા માટે લાવી છો? એને મારી નજરથી દૂર રાખ. તને હજુ એ ચંદ સમાન વહાલો છે; પણ હે વહુ ! તને કાંઇ સાન નથી. હજી તો મેં એને તિર્યંચજ કર્યો છે, પણ હવે પછી તેના શા હાલ કરૂં છું તે તું જોજે. એણે મારા છિદ્ર જોયાં છે, તેનું પૂરેપૂરૂં ફળ બતાવવાની છું. આ મોઢું તો જો ! એને રાજ કરવું છે ! એના ભાગ્યમાં રાજ્ય છેજ નહીં. માટે તું એને લઇને અહીંથી ઉભી થા. એને પાંજરામા રાખજે ભુલેચુકે, પણ મારી પાસે લાવીશ નહીં." ગુણાવળી તરતજ કુકડાને લઇને ત્યાંથી ઉઠી અને સોનાના પાંજરામાં

રાખી તેની સર્વ પ્રકારે આસનાવાસના કરવા લાગી. કંચનના કચોળામા પાણી પાવા લાગી, મીઠાઈ મેવા ખવરાવવા લાગી, કુંકુમના જળથી તેના પગ ધોવા લાગી, વાર વાર પાજરામાથી કાઢી ખોળામા લેવા લાગી અને કહેવા લાગી કે "હે સ્વામીન! હે પ્રાણજીવન ! હે પ્રભુ ! હુ તમને અધ ક્ષણ પણ અળગા મૂકીશ નહીં, ખોળામા ને ખોળામા રાખીશ, તમે પક્ષી થયા તેથી હવે કેમ થશે ? એમ શકા રાખશો નહીં જો સરજીત સારૂ છે તો વળી આપણો ડંકો વાગશે મોટાને વિપત્તિ મોટીજ આવી પડે છે ગ્રહણ ચંદ્ર ને સૂર્યનુ જ થાય છે, તારાઓનુ થતુ નથી માટે હે નણદીના વીર ! તમે પ્રભુને સભારો, મનમાં ખેદ ન કરો " આ પ્રમાણે બોલતી ગુણાવળી કુર્કટરાજને દિલાસો આપે છે, ને પોતાના મનને સમજાવે છે કુર્કટગજના પાજરાને દેરાસરની જેમ પૂજે છે, જરા પોતે દૂર ગઈ હોય, ને કુકડો પાખો ફફડાવે તો તુરત દોડી આવે છે અને તેની સભાળ લે છે પાખો પપાળે છે અને તેના ગુણ સભારી મન વાળે છે "

અન્યદા ત્યા એક મુનિમહારાજ ગોચરી નિમિત્તે પધાર્યા ગુણાવળીએ ઘણા સત્કાર સાથે ઉત્તમ મોદક વહોરાવ્યા, તે વખતે પાજરામા કુકડો જોઈને મુનિ બોલ્યા—"આ શું? આ પખીએ તમારો શુ અન્યાય કર્યો છે કે જેથી તમે તેને પાજરામા નાખ્યો છે ? તમારા મનમા તો એ સોનાનુ પાજરૂ હશે, પણ એના મનમા તો એ કેદખાનુ છે, માટે એને છોડી દ્યો એ હિંસક પ્રાણીને પાળવુ તે પણ યોગ્ય નથી એનુ સવારના

પહોરમાં મોઢું જોવાથી પણ પાપ લાગે; માટે એ પાપ શા સારૂ કરવું ?" મુનિરાજનાં આવાં વચન સાંભળી ગુણાવળી બોલી કે—"હે મહારાજ ! આ સામાન્ય કુર્કટ નથી. આ તો ઘરનો ધણી છે, આભાનો રાજા છે ને મારા સ્વામી છે. મારી સાસુએ તેમને કુકડા કર્યા છે, એની વાત તો લાંબી છે તે આપને શી રીતે કહું ? મેં પૂર્વ ભવે પાપ કર્યું હશે તેનું ફળ હું પામેલ છું. આ કારણથી એમને પાંજરામાં જાળવી રાખું છું, હે સ્વામી ! આપે તેને સાધારણ કુકડો જાણી મને શિખામણ દીધી તે બરાબર છે, પણ આ પંખી તો મારા પ્રાણ સમાન છે."

મુનિ બોલ્યા કે—"હે બાઇ ! આ વાત મારા જાણવામાં નહોતી. મેં સામાન્ય પંખી જાણી તમને કહ્યું હતું. વીરમતીને આમ કરવું ઘટતું નહોતું. ચંદ તો ચંદ્ર સમાન હતો. તેની આવી અવસ્થા થવી ન જોઇએ; પણ હે બાઇ ! હવે તું વધારે ખેદ કે રૂદન કરીશ નહીં, તારા શિયળના પ્રભાવથી સૌ સારા વાનાં થશે. કર્મની પાસે કોઇનું બળજોર નથી; કર્મ સૌને સીધા કરી નાખે છે. કર્મ કરે તે કોઇ કરી શકતું નથી, માટે હવે તમે વધારે ખેદ ન કરતાં ધારેલું કાર્ય સિદ્ધ થવા માટે વિશેષ ધર્મારાધન કરજો અને એટલી મારી હિતશિક્ષા હૃદયમાં ધારણ કરજો." આ પ્રમાણે કહી ગુણાવળીને સારી આશા આપી મુનિ ત્યાંથી પોતાને સ્થાનકે ગયા.

હવે ગુણાવળી મુનિરાજનાં વચનોને સંભારી ધર્મારાધન કરે છે, કુકડાને સંભાળે છે અને પોતાની અણસમજથી થયેલ ભૂલનું સ્મરણ થતાં પશ્ચાત્તાપ કર્યા કરે છે.

---

## પ્રકરણ ૧૧ મું.

હવે કુકડાપણુ પામેલ ચદરાજા પ્રભાતકાળે જ્યારે 'કુકડુ કુ' કરીને શબ્દ કરે છે, ત્યારે ગુણાવળી તરતજ જાગી જાય છે અનેસ્વામીને કુકડા થયેલા અને 'કુકડુ કુ' બોલતા જોઇ આખમાથી અશ્રુ ધારા વહેવરાવે છે તે કહે છે કે—"હે સ્વામી! તમારા મનમા તો આ સ્વર ઉચ્ચારતા કાંઈ થતું નહીં હોય, પણ મને તો એ શબ્દ વજ્રના પ્રહાર જેવો લાગે છે હે નાથ! જ્યારે પ્રાત કાળે કુકડા બોલતા હતા ત્યારે સવાર થઇ ગયેલી જાણી પ્રેમ પરવશ આપને તે શબ્દો ઝેર જેવા લાગતા હતા, તેવા જ શબ્દ કરનારા દૈવે આપને બનાવી દીધા છે અરે દૈવ! તને ધિક્કાર છે! વળી હે નાથ! આપના આ શબ્દો સાભળી આપની માતા તો કદી ગર્વી થતા હશે, પરંતુ મને તો તે શબ્દો બાણ જેવા હૃદયને ભેદનારા થઇ પડે છે માટે હે સ્વામી! આપ વારવાર તેવા શબ્દો બોલો નહીં" આ પ્રમાણે ગુણાવળી જે કહે છે તે કુકડો બરાબર સમજે છે, પરંતુ પોતે પશુપણુ પામેલ હોવાથી તેનો ઉત્તર આપી શકતો નથી

એક દિવસ કુર્કટને સોનાના પાંજરામા લઇને ગુણાવળી પોતાના મહેલના ગોખમા બેઠી કે જેથી નગરલોક તેની નજરે પડે અને તે નગરલોકની નજરે પડે તે વખતે નગરલોકમા થતી વાતચીત સાભળી કુકડે રાણીની સામુ જોયુ અને બંનેના નેત્રોમાથી અશ્રુની ધારા ચાલી લોકો વાતો કરે છે કે—"અરે ભાઈ! બહુ દિવસથી આપણા રાજા ચદ કેમ દેખાતા નથી? તેમના વિના આ આખી નગરી ચદ્રમા વિનાના આકાશ જેવી

